એક પ્રાણ પ્રફુલ્લેલા ભટ્ટરાજ,
ને બીજા પાંખપ્રગટેલા ઇન્દુકુમાર;
રાજયોગના એ મહારાજવીઓ.

(મ્હોરેલા મોગરાના છોડ જેવા ભટ્ટરાજ આવે છે. વિશાળપત્રાળા કદળીસ્થંભ સરિખડા પડખે દેવ પધારે છે. સ્મિતવદનથી જોગણ ત્હેમને સત્કારે છે. પરસ્પર વન્દન વન્દી વડવાઇઓની હિન્ડોલા લેતી જટાઘટા નીચે છાબન્ધ ઓટલે સહુ બેસે છે. આસપાસ દર્ભાસન પડયાં છે.

આઘે ખંડેરમાં એક મોરલો કલા પાથરી નાચી રહ્યો છે.)

જોગણ: રાજ ! સંસારમાં પ્રવેશ્યા; શુભ થાવ;
સંસારને ઓળખ્યો–પારખ્યો ?

રાજ : સંસાર એટલે સર્પની કાંચળી :
ઓઢી, ઉતારી, ઉશેટી દેવાની.

જોગણ: તો તો સંસાર નિર્વિષ કહેવાય.
સોહામણા સંસારસરોવરિયાની
એક પાળ છે કૌવચબાંધી,
ને બીજી પાળ છે ચન્દનપગથિયાંની.
એક પાળે કાંટા પાથર્યાં છે,
ને બીજી પાળે જડયા છે મણિ.
કમલપ્રફુલ્લેલી કમલિનીનું
સંસાર છે જળજાળું.
તરતાં આવડે તે કમળ વીણે,
ને અન્તરના ઈષ્ટને ન્હડાવે;

ન આવડે તે ઘૂંચમાં ઘૂંચવાઈ રૂએ.
ભૂલભૂલામણીનો બ્રહ્મખેલ તે સંસાર.

(જાણે સૌન્દર્યની વેલીઓ ડોલન્તી આવતી હોય ત્હેવાં પ્રમદા, યશદેવી ને કાન્તિકુમારી પધારે છે. એમને આવન્તાં પેખીને)

દેવ : કેમ પાછળ રહી ગયાં કંઈ?

રાજ : ઇન્દ્રની પાછળ ઇન્દ્રાણી,
ને બ્રહ્માની પાછળ બ્રહ્માણી.
સંસારમાં સ્ત્રી મોખરે ક્ય્હારે હતી જે?

કાન્તિ : ચોરીમાં ચોથું મંગળ ફર્યાં'તા ત્ય્હારે.

રાજ : ચોથું મંગળ ફરો પછી કહેજો, સાંભળીશું.
કોઈ યુગનો ઇતિહાસ તો ઉચ્ચારતો નથી.

પ્રમદા : એ ઈતિહાસના આંકડા વિધાત્રી ભૂંસશે.
ઘડાતા નવઇતિહાસ ઉચ્ચારશે કે
સંસારની હરોલ સ્ત્રીજાતિએ સોહાવી.

રાજ : લખાશે ત્ય્હારે ભણીશું એ ઇતિહાસો.
નિજનિજના વરથી ઉંચેરડી
કેટકેટલી સ્ત્રીઓ જગતમાં રૂપગર્વિલી છે?

કાન્તિ : સીતાની પાછળ રામ,
ને રાધાની પાછળ શ્યામ:
આર્યકુલની તો એ આર્યતા.

માજીના ચરણુકમલમાં વિરાજ્યા છો
ત્ય્હાં યે એવું ઉચ્ચરશો ?
મજાકમાં યે મીઠપ હોય.
અમૃતપુરની આ ગુરુપીઠિકા—

જોગણ: આપ સૌ મ્હારાં ગુરુઓ છોઃ
શીખવું છું તેથી શીખું છું વધારે.
પધારો, સૌન્દર્યની પાંખડીઓ !
પધારો, સંસારની સૃજનારીઓ !
મનુષ્યની ધાત્રી ને પ્રારબ્ધ ઘડનારી,
સંસારની વિધાત્રી સુન્દરી છે.

દેવ : સુન્દરી એટલે પુરુષની પ્રતિભા ને પ્રેરણા.
કુમાર એટલે વણુપંખાળો પંખેરૂ.

કાન્તિ: માજી ! શી ચાલતી'તી સદ્બોધવાર્તા ?

જોગણ: વત્સે ! વિશ્વના ભાવિની.
અમે જગતનાં જોગીઓ :
અમારે ત્ય્હાં જગતકથા જ હોય.
વર્તમાનવાડીમાં વિહરતા સંસારશાસ્ત્રી
એક આંખડીએ નિરખે છે
અનંતકાળની વેરાયેલી કાળ પાંખડીઓને,
ને બીજી આંખે છાંટે છે
ભવિષ્યની ફૂટતી કળીઓને.
ભૂતભાવીની ભવવાડીઓ ભાળતાં ભાળતાં
અમે યે વહતાં'તાં વર્તમાનનાં વ્હેણુમાં.

પ્રમદાઃ નથી એની અમૂંઝણો આજથી શી?
ને ગયાંની શોચના તો
ગીતાકારે યે મિથ્યા ભાખી છે.
વર્તમાન એક જ છે સાચ્ચો.
રાજઃ 'આજનો લ્હાવો લીજિયે રે,
કાલ કોણે દીઠી છે?ઃ'
એ સંપ્રદાયના સંપ્રદાયી કય્હારનાં થયાં?
જોગણઃ બાનૂ! કય્હાંક ભૂલતાં તો નથી ને?
આજ એક જ સાચ્ચી હોત,
સંચયમાં તો કો સંચત નહીં,
કે કુલધામ કો માંડત નહીં.
આંખમાં સમાય એટલું જ જગત નથી.
દૃષ્ટિપથમાં પાથર્યો છે
એટલો જ કલ્યાણમાર્ગ માની
કોણે કોણે યાત્રા આદરી?
આજ ને કાલના ભેદ નથી,
આજ ને શાશ્વતના ભેદ છે, બાલે!
કાન્તિઃ એટલે? માજી! ન સ્હમજાયું.
જોગણઃ જમણા ને ડાબા સરિખડા
શુકૂલ ને કૃષ્ણ બે છે જગતના રાજમાર્ગ.
પાપપુણ્યનો પ્રશ્નભેદ એટલો છે કે
આજ માણવી, કે શાશ્વત માણવું.
પાપ એટલે આજની જ લ્હાણ,
પુણ્ય એટલે શાશ્વતની માણ્ય.
પ્રમદાઃ પણ આજે ઉગ્યો
એ કાલ નહીં કાં ઉગે?

જોગણ: જીવનને જ પૂછી જૂવોને.
ઉગે ને આથમે, આથમે ને ઉગે
એને નિત્યપ્રકાશ ભાખશો?—
જીવનનો કે જગતનો?
સૂર્યને છે અસ્તોદય,
આભનાં છે નિત્યઆચ્છાદન:
તેથી સૂરજથી આભ મ્હોટેરો:
એક આભમાં અનન્ત સૂર્યો રમે.

યશ: ત્ય્હારે જગત શું છે?
ને શો છે જગતનો સન્દેશ?

રાજ: જગત એટલે જૂવો છો તે:
अहं ब्रह्मास्मि ने तत्वमसिः
ને સદ્‍બુદ્ધિને સન્દેશા તો સ્હમજણના.

કાન્તિ: જાવ, જાવ, રાજ! લજવાવ જરીક.

જોગણ: નહીં, રાજ! એમ અવરોધો મા.
પૃચ્છાના પંખીને ઉડવા દ્યો.
દીકરા! જગત એટલે જીવન.
જીવનઆદેશ એ જ સૌસૌનો જગત્‌સન્દેશ.

કાન્તિ: ન પૂછવા શું પૂછ્યાની ક્ષમાયાતના છે.
પણ માજી! આપના જીવનઆદેશ—

જોગણ: સાધુને સન્તાડવાનું શું હોય?

ધોળે દહાડે યે મશાલ ધરવાની,
કે પડછાયામાં યે કાંઇ ન આચ્છાદાય.
સાધુજનના હોય સાધુતાના આદેશ.
ગામગામને ગોંદરે ધર્મવેદિ સ્થાપવી,
નગરનગરને ચોક અગ્નિહોત્ર માંડવા;
મહાજનની મહાનુભાવિતા મ્હોરવવી,
સુન્દરીઓની સૈન્દર્યવેલ ફળાવવી,
સંપ્રદાયોના અગ્નિ સંકોરવા,
ધર્મજવાલાઓમાં પરનાળે ઘી હોમવાં,
સદ્ધર્મને ઇન્ધન સીંચવાં,
કલ્યાણપન્થની કુંટાળી નીન્દવી:
સંસારીનાં સજ્જન, સજ્જનનાં સાધુ,
સાધુના ધર્મસ્થંભ રચવા;
પર્ણકુટીરમાં રાજમહેલો
ને મહેલોમાં મન્દિર બાંધવાં:
એ અમારો બન્ધમોક્ષનો સંપ્રદાય.
પણ આંખડલી દેખે છે
એટએટલે યે ઉડાતાં નથી:
એવી છે પ્રારબ્ધની સીમાઓ.

રાજ: ને ભારતમાં તો પાળો પડી છે.

જોગણ: હા; પર્વતપાળ ને સરિતપાળ.

પ્રમદા: ભારત તો ખંડેર છે ને?–ભૂમંડળનું?

જોગણ: ભણતર તો ભલ્લેરૂં ભણ્યા
નિજનું સહુ નિન્દવાનું.
નિરખો અમૃતપુરનાં આ ખડેર,
ને મંહી નાચન્તો પેલો કળાયેલ મોરલો.
ભારત છે જગતસમૃદ્ધિની ખાણ.
એ ખંડેરોમાંથી બોલશે જૂના જોગીઓ,
ને ભણશે કાળના મન્ત્રો,
ને ઘટાવશે જીવનમાં પ્રફુલ્લતી પ્રજા,
ત્ય્હારે આભ શા અન્તરાયો સંકેલાશે,
ને ઉઘડશે ભીડયાં જગતનાં વજ્રબાર.
નગરખંડરોમાં મણિધર પોઢ્યા છે,
વનખંડેરોમાં સાવજ સૂતા છેઃ
ત્ય્હાં છે જગતના જોગીરાજ.
એ જગખંડેરો સચેત થશે,
ત્ય્હારે ધરતીકંપ થશે.
સંસાર સમગ્ર ડોલવા માંડશે.
ભારતના ખંડેરને અપમાનશો મા કો.
કાળજૂના એ ખંડેરોમાં
ભાર્યા છે અનન્તના અગ્નિઓ.
બેટા! ગેબની વાતો મા પૂછ.

પ્રમદા: ગેબનાં ગપ્પાં—

જોગણ: અણદીઠને અપમાનો મા.
દીઠાંના દાયકા છે,
અણદીઠની અનન્તતા છે.

ગિરિદેશના આ હિમાદ્રિશિખરેથી
દિશાચક્રનું જગદર્શન કરતાં
કંઈ કંઈ પડદા સંકેલાય છે,
અણદીઠના આગળા ઉઘડે છે.

પ્રેમદા: પણ ભારતનો મહાપ્રશ્ન તો
સ્વરાજ્ય જ છે ને?

જોગણ: સ્વરાજ્ય? સન્તાનો! કે પ્રજારાજ્ય?
સહુસહુનાં સ્વરાજ્ય સરજાયાં,
ને સર્વહિતનું સત્યાનાશ વળ્યું.
ભારત પ્રજારાજ્ય વાંછે છે.
સહુ મહાપ્રજાઓ પ્રજારાજ્ય પામશે.
ભારતની મહાપ્રજા યે પ્રજારાજ્ય પામશે.
વિશ્વવ્યવસ્થાનાં વિધિનાં નિર્માણ છે એ.
દુર્લભ દીસતું યે સુલભ છે કંઈ કંઈ;
અઘરાં તો છે આત્માનાં અધ્યાત્મરાજ્ય.
ભૂખ્યાંને ભોજન વિના ચાલે,
તરસ્યાંને પાણી વિના ચાલે,
મહાપ્રજાને તો પ્રજારાજ્ય વિના ચાલે.
—પણ દેહને જીવ વિના કેટલું ચાલશે?
અન્નપાણી મનુષ્યનું સર્વસ્વ નથી,
પ્રજારાજ્યે મહાપ્રજાનું સર્વસ્વ નથી.
મહાપ્રજાઓનું કલ્યાણકેન્દ્ર ઔર છે.
ધરતીનું ભાગ્યવિધાતા ભારત છે.
પ્રજારાજ્ય તો એનું આજનું ધ્યેય.

જોગીઓ જુદું જ ભાખે છે
એનું અનન્તનું ધ્યેય.

કાન્તિ: ત્ય્હારે, ભગવતિ !
ભારતનું નિત્યધ્યેય કીયું ?

રાજ : કાળની કલ્યાણનન્દિની !
ભાખો ભારતનું નિત્યકલ્યાણ.

જોગણ: સાંભળો ત્ય્હારે કાળની મહાવાર્તા.
બ્રહ્માડઘેરતા આભના પડદા લટકે છે,
ને એ પડદાઓનાં પ્રચંડ ટિપ્પણાંઓમાં
બ્રહ્માએ આલેખેલી છે એ બ્રહ્માક્ષરી.
ભારતની બ્રહ્માક્ષરી અદ્‌ભુત છે.

દેવ : ભાખશો ભારતની એ બ્રહ્માક્ષરીમાંથી કંઈક ?

જોગણ: કાળની ગુફાઓમાં જ્ય્હાં
બ્રહ્માંડનું ભાગ્ય ઘડાય છે,
ત્ય્હાં ઘડાય છે ભારતનું યે ભાગ્ય.
જગતકલ્યાણના છે એ સૌભાગ્યમન્ત્રો.
આભઆભમાંથી કિરણો ફેંકતા
દિશદિશમાંથી તારલિયા ઉગે,
મહાપ્રજાઓ ફેંકે છે એમ બાણ
અવનીનાં આભઆભમાં.
એ છે પ્રકાશ ને અન્ધારની બરછીઓ.
પ્રગટતા પ્રભાતને આરે

તેજઅન્ધારના ભાલાઓ ઉછળે,
એવી ઉછળે છે પૃથ્વીભરમાં
મહાપ્રજાઓના ધ્યેયમન્ત્રોની એ વજ્રસાંગો.
White Men's Burden,
Black Men's Burden,
Yellow Peril, Pan-Islamism,
Russo-phobia, Germano-phobia,
Armed Peace, Open Sea,
Superman & Super-civilization theories,
Asia vs. Europe,
The East vs. the West,
The Old vs. the New Hemisphere;
જાણજો, ઓ જગતના લોક !
સેનાઓનાં કરતાં સંસ્કૃતિઓના સગ્રામ,
અદૃશ્ય છે માટે, મહાઅઘોર છે.
મહાપ્રજાઓના મહારાજોએ ઉછાળેલી
એ ને એવી છે રાજમન્ત્રોની સાંગો.
પ્રજાજનના રાજબ્રાહ્મણોએ છોડેલાં
એ છે ધૂધવતાં બ્રહ્માસ્ત્ર.
સહુમાં સત્યાંશે છે, નિષેધાંશે છે.
સત્યના સાગરમાં
કેવળ અસત્ય કાંઇ તરે જ નહીં.
પણ સર્જક કરતાં ઘાતક છે એ,
રાજર્ષિઓ સમા રાજસ છે એ.
ભારત છે જગતનો બ્રહ્મર્ષિ,
ને ભારતના છે જગતને બ્રહ્મસન્દેશ:

સાત્ત્વિક, સર્જક, કલ્યાણક.
ભારત તો બ્રહ્મસાગર છે બ્રહ્માંડનો.
સાગરનો જે છે બ્રહ્મસન્દેશ,
ભારતનો છે તે જગત્સન્દેશ.
સાગરનો જીવનમન્ત્ર છે સરિત્સમન્વય,
ભારતનો જીવનમન્ત્ર છે સંસ્કૃતિસમન્વયઃ
સર્વ દિશાઓનો સામયો.

યુગયુગથી મહાપ્રજાઓના મહાનદ
ભારતસાગરમાં ઠલવાય છે:
કાંઠાઓમાં ઘડીક છલકાઇ
એ પ્રજાપૂર મહાજલમાં સમાય છે.

તહાસ ભાખે છે એમને
પરદેશીઓના હુમલા:
દષ્ટાઓ ભાખે છે એમને
મહાસરોવરમાં ઝરણું ઝીરવાં.
ભારતમાં છે જગત્સંસ્કૃતિઓનાં ગુરુત્વાકર્ષણ.

સિન્ધુ, ગંગા ને બ્રહ્મપુત્રા,
ગોદાવરી, કૃષ્ણા ને મહાનદ,
નવસેં ને નવ્વાણું નદીઓ
નિત્ય નિત્ય નીર ઠાલવે,
ત્હો યે મહાસાગર છે
એકનિષ્ટ, અણઉભરાતો ને માઝાવન્તો
आपूर्यमाणम् अचलप्रतिष्ठम्.
એવા છે ભારતના ભવ્ય ભાગ્યલેખ.

ધ્વજપટે ઈન્દ્રચાપમાં ૐકાર માંડી,
કરકમલમાં શાસ્ત્રસજ્જ થઈ,
સાત્ત્વિકવર્ણા ત્રિપુંડ્રધારી,
બ્રહ્માભિમુખ બ્રહ્મઘોષરાજો
'સંસ્કૃતિઓનો સમન્વય' પોકારતા,
વેદદ્રષ્ટા બ્રહ્મર્ષિ સરિખડા,
વનાટવીમાંથી જનાટવીમાં ઉતરશે,
જગતે ત્ય્હારે ભારતનો જયધ્વજ રોપાશે.
વત્સે! અધીરાં મા થાવ.
આજ ભલે અન્યની હો,
ભૂતની પેઠે ભવિષ્યે ભારતનું છે.
'સંસ્કૃતિઓનો મહાસમન્વય'
એ જ બ્રહ્મહાકલમાં છે
ભારતનો જગતદિગ્વિજય.

પ્રમદા: પણ જગતસંસ્કૃતિઓમાં સર્વશ્રેષ્ઠ,
કાળસાગરના લક્ષ્મીકમલ શી,
આજની પાશ્ચિમની સંસ્કૃતિના જયધ્વજ—

કાન્ત: માજી! સંસ્કૃતિઓની સમતુલા—

જોગણ: સંસ્કૃતિઓની સમતુલા એટલે
પૃથ્વીપાશ્ચાં ઇતિહાસના સાર સારવવાના.
અઘરૂં છે, આદર્શો મા:
આદરો તો અવગણશો મા કોઈને.

સર્વગ્રાહી એ આંખડલી કોકની છે,
ન્યાયનેકીલી એ દાંડી યે કોકને છે.

પ્રમદા: તોળે તો છે સહુએ ય તે
પૂર્વ ને પશ્ચિમનાં છાબડાંને.
એવી તો આણ કોણે પાળી? સૌએ ઉથાપી.

જોગણ: તો માંડો સંસ્કૃતિઓની તુલા
પૂર્વ ને પશ્ચિમનાં પલ્લાંઓમાં.
જગસરખામણીએ ભારત નહીં ઝંખવાય.
ઉત્તર આપશે જગતઇતિહાસને
અગમ્યપૂછી પ્રશ્નાવલિનો.
માનવીને વ્હાલામાં વ્હાલાં છે
ધર્મ, ફિલસુફી, કવિતા ને લક્ષ્મી.
ઉત્તર દ્યો, આહ્વાન ઉચ્ચરતાઓ
માનવજાતના મહાભાસ્કર
પશ્ચિમઉગ્યા પયગમ્બરો કોણ કોણ?
સનાતન સંસ્કૃતિનાં શાસ્ત્ર
પશ્ચિમભાખ્યાં આગમનિગમ કિયાં કિયાં?
પશ્ચિમગાયું સર્વોત્કૃષ્ટ કાવ્ય ઈલિયડ.
વીરોની મહાકવિતા છે,
જાણે ખડ્ગના તેજ ઝળહળે.
આજના ગ્રીસને ઘડતી નથી
એ મહાકાવ્યની પ્રાણપ્રેરણા.
પ્રાણસ્ય પ્રાણનાં યે પ્રેરણા છે આજ

ભારત ભાગવત કે રામાયણ,
કે ફિરદૌસીની સાઠ હજાર શ્લોકસંહિતા.
હેલન ને સીતાના શીલભેદ
એ છે ગુણભેદ ઈલિયડ ને રામાયણના.
—અને શ્રી હરિનાં પત્ની લક્ષ્મીજી ?
ભારત બ્રહ્મધામ હતું,
ભારત હતું તેથી જગતનું લક્ષ્મીમન્દિર.
ત્રિખંડમાં ઢળતી'તી એની સોનારેલો.
યૂરોપને આંબલે વસન્ત બેઠી,
ને લક્ષ્મીજીના મ્હોર મ્હોર્યા,
ભારતનો જલમાર્ગ જડયા પછી ?–કે પહેલાં ?
પ્રભાતે ને પ્રભાતે પ્રભુજી યે
પૂર્વખોળે પ્રગટાવે છે સૂર્યદેવને,
ને પૃથ્વીમાં વરસે છે પ્રકાશના મેઘ.
પૂર્વ એટલે જગતની ઉદયદિશા,
પશ્ચિમ એટલે જગતનો અસ્તાચળઃ
એ વ્યાખ્યાઓ ભૂંસી કોનાથી ભૂંસાશે ?
આર્યને તો દશે દિશાઓ છે દેવની;
આ તો આપના આહ્વાનના ઉત્તર.
ચારે દિશે માંડયાં છે તીર્થધામ,
ને શંકર ભગવાને માંડી'તી શારદાપીઠો.
દુનિયાના દશ દિગ્પાળો છે,
ને બ્રહ્માંડધુરન્ધર છે એ દશે દિગ્પાળો.
આર્યાવર્તનો આર્ય તો,

હિમાદ્રિ ચોદિશને ઝરણે વધાવે છે તેમ,
દિશદિશના દેવને વન્દે છે.
જગતસંસ્કૃતિઓના મહાસમન્વય ઉપર
સ્થપાશે ભાવી જગતનાં માનવમન્દિરો.
મનુવંશ મેળે મળી ઉજવશે
સંસ્કૃતિઓના સમન્વયનો વસન્તસમૈયો.
ભારત આચાર્ય થશે
જગતસમન્વયના એ મહાયજ્ઞનો.

પ્રમદા : ભારતના એ તો ભૂતકાલ;
સૂર્યાસ્તના એ તો આથમેલા મહિમા.

રાજ : ત્ય્હારે હોમર ગોઇથે કે શેક્ષપિયર,
એરિસ્ટોટલ પ્લેટો કે કેન્ટ
કિયા વર્તમાન કાળે તપતા'તા જે ?
નેપોલિયન શાર્લમેઈન સીઝર કે સીકન્દર ઉપર
કિયો આજનો સૂરજ કિરણો વરસે છે ?
અપમાનશો મા, આછકલા ઇતિહાસનવેશો !
ભારતને કે ભારતના ઇતિહાસને
ત્હમારા અજ્ઞાનને છાબડે તોળીને.
અપમાનના અંગારાની ઝાળોમાં
કંઈ કંઈ ભસ્મ થઇ ગઇ
મહાપ્રજાઓની પ્રજાલક્ષ્મીઓ.
અપમાનના ઉત્તર શી શાપની સિત્કારીઓ
ચિતાથી ચોગણી છે ચેતનવન્તી.

યશ : માજી અમને કાંઇ આદેશ?

જોગણ : ત્હમે દંપતીદેવ છો
મૂર્તિમન્ત સંસારના સદ્બોધ:
ત્હમને તે સદ્બોધ શા?
સન્તજનો! સુણજો સહુ—
રાજ! ઘડીક કાન ઢાંકજો—
સન્મુખ સ્તુતિ યે નિન્દા છે—કય્હારેક તો.
દેવો નિરખે છે તે ભાખું છું.
ભટ્ટરાજ ને યશદેવી તો છે
દેહ ને દેહીનાં ઓચ્છવિયાં.
પાઠશાળાથી આત્માને પોષે છે,
અન્નસત્રથી દેહને પોષે છે.
ઉભય છે મનુષ્યત્વનાં માળીઓ.
એમને ઓરડે હરિવર છે,
એમ આંગણે હરિઓચ્છવ છે.
એમની પરસાળે છે પુણ્યતેજ,
એમના ચોકમાં છે દેવચન્દની.
એમનાં કર્યાં કોક આદરશે,
એમનાં ઉજવ્યાં કોક ઉજવશે.

દેવ : ને કૌમારસંઘનું ભાવી?—

જોગણ : દેવથી શું અજાણ્યું છે કે કહું?
કૌમારસંઘ છે સંસારસંઘનાં થડમૂળ.

રાજ : એ દૂધ છે? કે દૂધનો ઉભરો?

કાન્તિ : મા દેશો ઉત્તર, માજી!
એ જગઅળવીતરાને.

(ભટ્ટરાજ સ્હામું નિહાળીને)

જાવ.

જોગણ : બેટા હસનારાં સંગાથે હાસજેઃ
હસવામાં હુલ્લાસ છે.
રાજ ! ઝીલતાં આવડે તો તો
એ જગતવર્ષા છે;
કુમાર એટલે આંબાનો રોપ.
ન આવડે તો છે અમસ્તાના ઉભરા.
વર્ષે વર્ષે વર્ષા વરસે છે;
જગજનો અધૂરિયાં નથી ?
જગત ઝીલતું નથી પૂરૂં,
ને અડધઝાઝેરી વર્ષા એળે જાય છે.
વરસતાં પાણી નહીં પીવાય.
સરોવર ને સરિતાની અંજલિઓ
ઝીલશે ને સંઘરશે, તે જગત પીશે;
• અણઝીલ્યાં પાણી ખારેવાટ ઢોળાશે.

યશ : માજી ! કાન્તીકુમારી તો ગાય છે કે
અમૃત અંજલિમાં નહિ ઝીલું, રે બ્હેન !

જોગણઃ અમૃતપુરનાં જેવાં ભાગ્ય.
વૈરાગ્યના વાયરા વાયા હશે.

કોડીલો કૌમારસંઘ તો છે
બ્રહ્મચર્ય ઉત્સાહ સાહસની મેઘઘટા.
જલભરી કે જ્યોતિભરી
વર્ષા વર્ષવી છે દૈવાધીન;
વર્ષાનાં વ્હેણ વાળવાં છે મનુષ્યાધીન.
વાળશે ત્હેમનાં વળશે લક્ષ્મીના ફાલ;
ને વર્ષાનાં સરજાશે ધન ને ધાન્ય.

રાજ : તીરથવાસી છો, દેશખોળે ખૂંદ્યાં છો:
મ્હારે એક છે પૃચ્છા :
દેશ આગળ ધપે છે? કે પાછળ ?

જોગણ : રાજ ! ધૂપદાનમાં ધૂપ સળગે,
યજ્ઞકુંડમાં દેવવહ્નિ ભભૂકે :
એવો ભડભડતો સળગે છે તમ હૈયે
પ્રજાકલ્યાણનો નિત્યહોમ.
તમ મુખડે શોભે એ જ વેણુની વીણા.
પૃચ્છામાં છે પૃચ્છકની વિચારકક્ષા.
રાજ ! દુર્લભ છે સમગ્ર દેશદર્શન.
વિરલાએ દીઠા છે એ કાળપુરુષ.
યાત્રીઓને આછીપાતળી ઝાંખી થાય.
પ્રજાદિશ પારખવાના મન્ત્રો છે બે :
એક તો : સંસારસંઘને પૂછજો કે
સંસારમાં સર્જન વધારે છે, કે વિસર્જન ?
ને બીજું : પોપચાં ને પડળ ઉઘાડીને

નિહાળજો, અનુભવજો ને ચિન્તવજો :
જાય તેથી સવાયા સાંપડે
તે મહાપ્રજા છે પ્રગતિને પન્થે.
બે હાથમાં બે બે મશાલો લેઈ
ક્ષિતિજની પરકમ્મા ફરી વળજો,
ને પારખી લેજો ભારતનાં પ્રારબ્ધ.
ભારતની ઓટની અવધો ઉતરી ગઈ.
ઇચ્છયાં પાણી નહીં ચ્હડયાં હોય;
ઉલ્લાસ, આનન્દ, સાહસ આછાં હશે;
લક્ષ્મીની વેળ નહિ વાધી હોય;
પણ પૂછજો પ્રારબ્ધના જ્યોતિષીને કે
ઉર્મિઓ ઓટની ઉછળે છે, કે ભરતીની ?
ભારતમાં આજ ભરતીના ઘોર ગાજે છે.

પ્રમદા : એ મોજાં ડૂબાડશે તો નહીં ને ?

રાજ : તમ જેવાંને એટલી યે ભારતચિન્તા
એ ય ભારતીઓનાં છે મહાભાગ્ય.

જોગણ : મહાસાગર માઝા મૂકે
તો ધરતીને ય ઝબકોળે.
એ જ છે સીમાસ્થંભો
રાષ્ટ્રીય ને આન્તરરાષ્ટ્રીય પ્રજાતત્ત્વોના.
જગતને ઝોલે ચ્હડેલી મહાપ્રજાઓનાં
રાષ્ટ્રીયત્વ ને આન્તરરાષ્ટ્રીયત્વનાં પલ્લાં
સમતોલ રહે તે પૃથ્વીસમતા :
નહીં તો પૃથ્વીસંગ્રામ.

શું ભારતમાં, કે જર્મનીમાં, કે ઇંગ્લાંડમાં,
પ્રજાપિતૃઓના પ્રજાત્વભાવનાના
વિષ ને કાંટા વેડાવા જ જોઈશે.
પ્રજાપિતૃઓ ! એ ત્રાજવું સમતોલ રાખજો.
તન્દ્રા નિદ્રા જડતા જ્હેહાં જામ્યાં હોય,
ત્ય્હાં રાષ્ટ્રીયત્વની વીજળીઓ પ્રેરજો :
રાષ્ટ્રીયત્વની જ્વાલાઓ જ્ય્હાં ઝબૂકતી હોય,
ત્ય્હાં આન્તરરાષ્ટ્રીયત્વના મેઘ છાંટજો.
પ્રજાપરીઘથી મનુવંશ સદા મ્હોટો છે.
પરસ્પરની દોષનિવારક છે એ ઔષધિઓ.
પ્રજાત્વભાવની અવધિઓ ન ઓળખી
એ મહાપ્રજાઓ પૃથ્વીપડમાં યે નથી આજ.
ઈતિહાસમાં ઉગી ને ઈતિહાસમાં સમાણી.

કાન્તિ : ત્ય્હારે સંસાર કે સંન્યાસ ? માજી !
આ પુત્રોને કંઈ આદેશ ?

જોગણ : બેટા ! બ્રહ્માંડ બ્રહ્મર્ષિઓનું છે,
જગત જોગેશ્વરોનું છે,
સંસાર સંસારીઓનો છે.
મા પૂછ એ અવળવાણીના અર્થ.
તું શું શોધ છ ? શોધે છે તે પામજે.
સંસારની યે નહીં, સંન્યાસની યે નહીં,
ત્હારા વદનકમળની પાંખડીઓમાં
એવી અદ્‍ભુત કો બ્રહ્મકિરણાવલિ રમે છે.

જનજનની જૂદી છે જન્મકુંડળી,
સહુસહુના નિરનિરાળા છે જીવનપ્રશ્નો.
અનોખાં છે એનાં જગતજ્યોતિષ.

રાજ : તો થાવ ઘડીક જગતજ્યોતિષી,
માંડો જગતની જન્મકુંડળી,
નાંખો રમલનો પાસો,
પૂછો પ્રારબ્ધને ઉત્તર,
ને ભાખો જગતના મહાપ્રશ્નો, માજી!

જોગણ : 'પૂર્વપશ્ચિમ બે પાંખે ઉડે છે પૃથ્વિપંખિણી.'
પૃથ્વિપંખિણીની એ પાંખપાંખના,
ને પાંખપાંખનાં પીંછાંપીંછાંના
મહાપ્રશ્નો છે નિરનિરાળા.
જાગે તેનું છે જગત.
સોળમી સદીમાં લ્યૂથર જાગ્યો;
સત્તરમી સદીમાં ઈંગ્લાંડ જાગ્યું;
અઢારમી સદીમાં ફ્રાન્સઅમેરિકા જાગ્યાં;
ઓગણીસમી સદીમાં યૂરોપજાપાન જાગ્યાં;
'વીસમી સદીમાં જગત્ જાગ્યું છે.
દેશદેશ ગાજે છે દુંદુભિનાદ.
વીસમી સદીનો પ્હો ફાટ્યો મહાસંગ્રામથી;
ને પા આયખુ માંડ વીત્યું ત્યહાં તો
વિશ્વસંહારનાં પગલાં સંભળાયાં.
આજના જગતનો પરમ પ્રશ્ન છે

મહાસંહારોના સંહારનો-
કોઈને યે નથી દીધાં જગન્નાથે
આગમ ભાખવાના અધિકાર :
સન્તજન હો ! ત્હો ય ભાળું છું તે ભાખું છું:
જગત ! કાન માંડજે ને સાંભળજે :
બુદ્ધભૂમિમાંથી જ વિસ્તરશે
જગત્‌શાન્તિના ચિરંજીવ જગત્‌સન્દેશ.
દુનિયાએ સાધવાના છે વર્ણભેદના સમન્વય;
યૂરોપે સાધવાના છે રંકરાયના સમન્વય;
એશિયાએ સાધવાના છે સ્થૂલસૂક્ષ્મનાં સમન્વય;
ભારતે સાધવાના છે મહાસંસ્કૃતિઓના સમન્વય.
આ સદીનાં જન્મફળ સધાશે તો
ઇતિહાસ ભાખશે વીસમી સદીને
સમન્વયોનો મહામનવન્તર.

કાન્તિ : બ્રહ્માંડચક્રની લોકઘૂમડી યે
અજબ જ છે ને ? માજી !

જોગણ : બુદ્ધ ભગવાનનું ભાગ્યચક્ર,
કૃષ્ણ ભગવાનનું રાસમંડળ,
વિશ્વજ્ઞાનીઓની વિરાટ ચક્રાવલિ,
ગીતાભાખ્યો કાળપુરુષ:
વિધવિધનાં એ સર્વે યે છે
એકનાં જ અનેક નામનિર્દેશ;
પરબ્રહ્મના બ્રહ્માંડરાસનાં નામવિશેષ.

શિખરે શિખરે મોરલા નાચે છે,
કૈલાસ માથે નટરાજ નાચે છે,
કૂદડી ફરતી વાદળીઓ નાચે છે,
માનવી માનવીનાં ભાગ્ય નાચે છે,
સૂર્ય ચન્દ્ર તારલા નક્ષત્રો
એમ નાચે છે બ્રહ્માંડનો મહારાસ.
ગાવ, સન્તજન! બ્રહ્માંડરાસનું એ મહાગીત.

(સન્તજનો સંગીતનાં સાજ લે છે; કાન્તિકુમારી ધીમું મેઘમીઠું ઢોલક વગાડે છે; પાંખડી જલતરંગ બંસી; બોલાવે છે; જોગણ એકતરો ગુંજારે છે; દેવ કરતાલ ઝમકારે છે; થરા ડમરૂ ઘોરાવે છે; પ્રમદા વાંસળી વાય છે; બાળકો મંજીરા ને ઝાંઝોના તાળ દે છે; એમ પ્રચંડ સંઘસંગીત જામે છે. ખંડેરમાંથી કાળજૂના પડઘા નવપડછન્દે જાગે છે. વચ્ચે વચ્ચે ભટ્ટરાજ બ્રહ્માંડજગાડતો શંખ પૂરે છે, નટરાજ શો નાચે છે.

એમ નેપાળી જોગણ ગવરાવે છે, ને અમૃતપુરની સન્તમંડળી બ્રહ્માંડરાસનું ગીત ઝીલે છે.)

જોગણ: નિરખો આ રાસ લોકલોકના રે,
રમે સૃષ્ટિ ને સૃજનાર;
રમે સૃષ્ટિ ને સૃજનાર:

અંગુલિમાં અંગુલિ પરોવીને
ખેલે તેજ ને અન્ધાર;
ખેલે તેજ ને અન્ધાર:
રસનાં ઉછળે રંગહેલિયાં.

પુરુષ ને પ્રકૃતિની જોડી રે
ફરે ફૂદડી અનન્ત;
ફરે ફૂદડી અનન્ત;

તણખા વેર્યાં નયનતેજના,
ત્હેનાં બનિયાં બ્રહ્માંડ;
ત્હેનાં બનિયાં બ્રહ્માંડ;
રસનાં ઉછળે રંગહેલિયાં.

પૃથ્વી ફરતો ફરે ચન્દ્રમા રે,
પૃથ્વી સૂર્યને ઘેરાટ;
પૃથ્વી સૂર્યને ઘેરાટ;

સૂર્ય ચોપાસ મહાસૂર્યની;
એમ ઘૂમતો વિરાટ;
એમ ઘૂમતો વિરાટ;
રસનાં ઉછળે રંગહેલિયાં.

રાજા પ્રજા ને મહાપ્રજા રે
વ્યષ્ટિ સમષ્ટિ સમસ્ત;
વ્યષ્ટિ સમષ્ટિ સમસ્ત;

દેહી ને દેહની લીલાકલાઃ

સૌના ઉદયો ને અસ્ત;

સૌના ઉદયો ને અસ્તઃ

રસનાં ઉછળે રંગહેલિયાં.



# પ્રવેશ ૪ થો



**સ્થલકાલ: કાન્તિકુમારીની અટારીએ ઉડી જતું પ્હરોડ.**

કાન્તિ: મ્હારી ભરછક હેલ છલકાય રે,
સખિ! નમતાં હું નીતરૂં;
મ્હારૂં અઢળક ઉર ઢળી જાય રે,
સખિ! નમતાં હું નીતરૂં.

મ્હારી હેલ, ત્‍હેવું રૂપ;
મ્હારા રૂપ જેવું ઉર:
મ્હારા હૃદય સમું હશે લલાટ કે?
સખિ! નમતાં હું નીતરૂં.

મ્હારી ભરૂછક હેલ છલકાય રે—

હા કહું? ના કહું? શું કહું?
આષાઢની રસોન્મત્ત વાદળી

અન્તરિક્ષમાં ઝઝૂમતી હોય
ને વિચારે જાણે વરસું કે ના વરસું:
મ્હારા હૈયાની વાદળી યે
એવી છલાછલ છલકાતી ઝઝમે છે.
નમું? ને નીતરૂં? કે ન નીતરૂં?
હાથણી કળશ ઢોળવા ચ્હડી છે;
ને ટમટમી રહ્યાં છે જગન્નયનો
નિરખવા રસનાં એ કુતૂહલોને.
ખડો છે મ્હારી સન્મુખે
મ્હારા સમસ્ત જીવનનો મહાપ્રશ્ન.
સ્વીકારૂં કે નકારૂં?
તોફાન ઉછળે છે, દિશા સૂઝતી નથી.
સંસારસાગર મહાજલભરિયો વિસ્તરે છે.
ઝુકાવું કે નહિ મ્હારૂં નાવડું
જીવનયાત્રાના મહાપ્રયાણને કાજ?

(કુંજની કોયલના સમો ગીતટહુકો ગાજે છે.)

હલકે હાથે તે નાથ! અહિઠાં મ્હલોવજો.

કાન્તિ: શું શું કરી ન નાંખું? બંડ કરૂં?
સંસારને સળગાવી મૂકું?
જ્વાલામુખી જગાડું હૈયે હૈયે?
દવ લગાડું ડુંગરે ડુંગરે?
નહિ તો શે વળાશે કોઇથી યે

યુગયુગના આ નિશ્ચકરઠા?
આજનું અઘોર જગત એટલે
असुन्दरेषु सौन्दर्यकथा,
ने अरसिकेषु रसकथा.
—ના; ગાવડી જેવી ગરીબડી
હિન્દુ દુહીતાઓ બંડ નહિ માંડે.
સંસારિયાની આમન્યા પાળશે,
મહાજનની આજ્ઞા નહિ મૂકે.
ઝંખશે, ઝૂરશે, વિનવશે, વિલપશે,
લગ્નચિતાએ ચ્હડશે સ્મિતવદને;
પણ સંસારની સુવર્ણલંકા નહિ સળગાવે
દિલદુઃખથી દુભાયેલી દુહીતાઓ.

( વદનમંડળના ઉગ્ર અગ્નિ કુમળા પડે છે

બ્રહ્માંડશાચી બ્રહ્મદેવ!
અરુણમાં ઉગતા કાલવિધાતા!
વિશ્વતોમુખી વિરાટમૂર્તિ!
આયુષ્યના પ્રશ્નનો ઉત્તર શીખવો.
ભણ્યું સહુ ભૂલી છું
આજના આ ભીડને અવસરે.

( પ્રભાતનો મંડપ ભરી દૂરથી પાંખડીનું ગીત ગાજે છે.)

હલકે હાથે તે નાથ! મહિડાં વ્હલોવજો,
મહિડાંની રીત ન્હોય આવી રે લોલ.

કાન્તિ: જગતનું પ્રભાત પ્રગટયું.
કુલકુલમાં, આત્મન્આત્મનૂમાં,
સંસારની કાળઅ્હોરી કુંજે કુંજે
મંડાયા છે મહામન્થન.
ત્હો ય આશાની કુંકુમવર્ણી ઉષા
નથી ઉગતી હજી મ્હારે હૈયે.
નથી ગમતું—નથી ગમતું ક્ય્હાંઈ:
નહિ જનમાં કે વિજનમાં,
નહિ રસટપકતી આ અટારીએ,
નહિ સહિયરમાં, નહિ એકાન્તકુંજે.
ક્ય્હાં ગમશે હૈયાસૂની હરણીને?
ભૂલી પડી હોઉં એવી ભમું છું.
રસસેવા, દેવસેવા, કુલસેવા, સંસારસેવા,
માનવકુટુમ્બની સેવાની આશ!
ભાગી રજની જેવી વિસર્જન થાવ.
ગૌપુત્રી ધાણીએ જોડાશે.
વ્હારે ધાવ, હો નાથ!
મ્હારી વ્હારે ઓ! ધાવ.
ભારે હૈયાં હળવાં કરો.
આમ નયનનાં ખંજર ભોકી—
અહહહહ! ધીરી, જીહવા! ધીરી થા.
કોને બોલાવ છ? જોયા ત્હેં?
અદૃષ્ટના પડદાની પાછળ
ક્ય્હાં વિરાજે છે ત્હારા દેવ?

(અમૃતપુરને જગાડતી, ઘેર ઘેર ફૂલ આપતી, ગાતી ગાતી પાંખડી આવે છે

**પાંખડી:** હળવે હાથે તે નાથ! મહિડાં વ્હલોવજો,
મહિડાંની રીત ન્હોય આવી રે લોલ;
ગોળી નન્દાશે, નાથ! ચોળી છંટાશે, નાથ!
મોતીડાંની માળા તૂટશે રે લોલ;
ગોળી નન્દાશે ને ગોરસ વહી જશે,
ગોરીનાં ચીર પણ ભીંજશે રે લોલ:
હલકે હાથે તે નાથ!

( સાગરસ્નાને સંચરતી રાજમાર્ગે જોગણ આવે છે, ગીત સાંભળવા થંભે છે. )

ન્હાની શી ગોરસીમાં જમનાજી ઉછળે,
એવી ન નાથ! દોરી રાખો રે લોલ;
ન્હાની શી ગોરસીમાં અમૃત ઠારિયાં,
હળવે ઉઘાડી નાથ! ચાખો રે લોલ:
હલકે હાથે તે નાથ!

**જોગણ:** સંસારની વાછરડી સમી
ન્હાનકડી શી બાળકી,
ને મન્થનનાં ગીત ગા છ?
પ્હરોડમાં? મહાસાગરને જ માર્ગે?

**ક્રાન્તિ:** માજી! એ જ નિહાળું છું સ્તો.
નારદજીની સાત્ત્વિકી બ્હેન
જાણે અમૃતપુરમાં ઉતરી આજ

**જોગણ:** પાંખડી! બેટા ફૂલડાંકુમારી!

( ઝબકીને જાગ્યા જેવી પાંખડી ચમકે છે. )

**પાંખડીઃ** ( નિર્જનનિમગ્ન ગણગણતી )
પ્રભાતના પ્હોરમાં સ્તો!
જાણે સૂરજ ઉગાડનારી જાદુગણ!
આ ભડકા શી કફની
એમને ડગાડતી યે નહિ હોય?

**જોગણઃ** દીકરી! અમસ્તી ડર છ ગેરૂથી.
સંન્યાસને તેમ જ સુવર્ણને
ગેરૂ જ ધૂવે છે સંસારમાં.
અમારાં વૈરાગ્યવજ્રનાં હૈયાં
સ્નેહરસિયાંથી યે કુમળાં હોય, હો!
આવ, ચાંપ, ને પારખ.

**પાંખડીઃ** ( ચોમેર ડોળા ઘૂમાવતી સ્વગત )
જગતની અટારીએ કાન્તિ બ્હેન
શશિયર મુખડે સોહાય છેઃ
જાણે ઈન્દુનો અમૃતથાળ.
એમની છાયા પડે છે ત્ય્હાં
જોગણ શી ભૂરકી નાંખતી’તી જે?
જોઉં છું સ્તો જગતને ચોકઃ
જોગણનાં યે જાદુ પી જાઉંઃ હા—આ.

( ભય વામતી હરિણીને પગલે પાંખડી જોગણ કને જાય છે. ઉપર અટારીમાં કાન્તિકુમારી કોડવતી ઉભી છે. )

**પાંખડીઃ** શા આદેશ છે? માજી!

**જોગણઃ** આવ, વત્સા! સાંભળ ને સ્હમજ.
મહી વ્હલોવી માંખણ તારવ્યાં છે ત્હેં?

પાંખડીઃ ના, માજી! એવું વ્હેરોઠ નથી પડ્યું.
દેવ કહે છે 'ત્હને ન આવડે.'
આશ્રમે રોજ ગોરંસ ભાગે છે,
પણ છાશનાં પાણી.
ભટ્ટરાજ ને યશદેવી પધારે,
તો માંખણ ઉતરે ને ખાવા મળે.

જોગણઃ પુત્રી પાંખડી! વત્સે કાન્તિ!
કહો, કર્મકથા કહું? કે શાસ્ત્રકથા?

પાંખડીઃ જોગીની કથા હોય જોગ જેવીઃ
વનવનની વાતોના વૈરાગ્ય.
શાસ્ત્ર મ્હારાં સારાં, દેવ જેવાં,
કે ખોળે પડિયે ત્હો યે તારે.

જોગણઃ અમ જોગી લોકનાં જીવનપુરાણમાં
પ્રભુજી ધર્મસૂત્રો જ આલેખે છે
મણિઓ શા અક્ષર માંડી-માંડીને.
જોગીના ઇતિહાસનાં પ્રકરણે પ્રકરણે
આદેશ જ ઉઘડે છે શ્રી હરિના.
પણ શાસ્ત્રકથા જ સંભળાવું ત્હમને.
શાસ્ત્રમાં વ્હલોણાં કેટકેટલાં છે? પાંખડી!

કાન્તિઃ (ઉપર અટારીમાં સ્વગત)
સંસારની સૌન્દર્યકુંજોમાં
જોગનો શો હશે મહિમા?
જોગકથા જ જગંતનો જીવનહિલ્લાસો?

ઝણુઝણુતી ઝાતીની ઝાળોનો
આ જોગણુ જે વનિતાઓનો વિશ્રામ?
રસકુંજે વૈરાગ્યના કન્થાધારી—

**પાંખડીઃ** શાસ્ત્રવાર્તા તો ત્હમે જાણો, માજી!
પણ દેવને આશ્રમે તો
વ્હલોણું બગડે ને વ્હલોણું સુધરે.

**જોગણુઃ** અણુઝંખવી રહેજો એ આંખલડી.
સૃષ્ટિમાં સદસદ્‌ના ભેદ
ચિરસ્થાયી છે ને સકલસંચારીઃ
જાગતું જગત જૂવે છે એ.
એક વેળા ક્ષીરસાગરને તીર
દેવદનુજનો સમૈયો મળ્યો.
કચ્છપ ભગવાનની બેસણી ઢાળી,
મન્દરાચળનો રવૈયો માંડ્યો,
એવી મહાસામગ્રીએ મન્થન આદર્યું,
ત્ય્હારે પામ્યા અમૃત ને હાલાહલ.
વર્ષોની વાદળછાયાઓ પછી વીતી ગઇ.
જમનાજીને તીર વૃન્દાવનના ગોપગ્રામે
કૃષ્ણગોપીએ ગોરસ મન્થ્યાં,
ને નિરન્તર ઉતાર્યાં નવનીત.
પાંખડી! મન્થનની એ જુગલજોડલી.
કીયું મન્થન ત્હને ગમશે?

**પાંખડીઃ** ગોરસનું સ્તો, માજી!
અમૃત તો મિઠું લાગે,

પણ ઝેરની કટોરી પીવા
નિત્ય નિત્ય શિવજી ક્‌ય્હાંથી સાંપડે?

**જોગણ:** અમ્મર રહો, મ્હારી માતા!
સ્મશાને સ્મશાને કંઇ શિવ નથી
કે ઝેર પોતે પી જગતને જીવાડે.
માયાની મોહિનીની ભૂરકીથી
આંખને અંજાવા દેતી મા.
પૃથ્વીનાં અંજનનાં પડળો
તો પડદા છે સત્યદર્શનની આડેના.
સંસારવિશાળ ક્ષીરસાગરે
દેવોએ દોરી ખેંચી વિષ તારવ્યાં:
હૈયા જેવડી ન્હાનકડી ગોળીમાં
ગોપગોપીએ જીવનદૂધ મન્થ્યાં
ને પામ્યાં પરમ નવનીત.
કુટુંબની કુંજ સમોવડો
સંસાર હજી શોભતો કાં નથી?
કુમારાં સંસાર સુધારે છે,
દંપતીએ સંસારસુધારણા આદરી નથી હજી.
એકલે હાથે પુરુષો મથશે,
અમૃતનાં ઝેર કરશે અમસ્તાં.
સુન્દરીના સુન્દર ભાવ પ્રેરશે,
ત્ય્હારે જીવનમાં કવિતા જાગશે.
અધૂરાં છે એક સંસારતત્વનાં અવલમ્બન.
હૈયાહૈયાનાં ગોરસ લ્યો,

ગોપગોપી મન્થન માંડો,
સારૂં જનકુલ નવનીત પામશે.
'અન્ને સકલ સંસાર ઉભો છે,'
ને અન્નનું અમૃત છે નવનીત.

કાન્તિ: પણ ઘેરઘેર કૃષ્ણગોપી કય્હાં ?

પાંખડી: ને એક કૃષ્ણને અનેક ગોપીઓ—

જોગણ: પુષ્પપુષ્પમાંથી સુવાસ લ્યો;
સારૂં સૌ સંઘરો.
કૃષ્ણગોપીની અતીન્દ્રિયો બાળી–પ્રજાળી
સ્નેહયુગલ સીતારામ સરજો,
દ્વાપરનાં દૂષણ જ્વાલાને પ્રાયશ્ચિત્તે સંશોધી
ત્રેતાની પુણ્યલીલા પ્રગટાવો.
વ્રજ ધોઇ ધોઇ પંચવટી પમરાવો,
ને કુલકુલમાં માંડો સીતારામનાં સિંહાસન.
દંપતીં સંગાથે યજ્ઞ આદરો,
જીવનયજ્ઞનાં કે સંસારયજ્ઞના હવિ
તો જ દેવો સત્કારશે.
દેહ હૈયાં કુલ દેશ જગત
સૃજવાં શણગારવાં સોહવવાં
એ છે મનોરમાની મનોરમ રમણા.
જ્ઞાનચાવીએ વિજ્ઞાન ગહનતા ખોલે છે,
પ્રકૃતિના ભેદની આભગુફાઓ ઉધાડે છે.

આવતી કાલનો યુગ છે
સાૈન્દર્યનો, ભવ્યતાનો, અદ્ભુતતાનો.
સંસારસોહામણો સુન્દર થશે,
કે આભસોહામણો અદ્ભુત થશે,
એટલો પુરૂષ રહેશે યુગઅધિષ્ઠાતા.
નહિ તો સુન્દરી જ છે
આવતા યુગની યુગદેવતા.
સત્કારજો, વિશ્વનાં વારસ !
કાલે સૌન્દર્યનો યુગ ઉગે છે.
—સાગરસ્નાને આવો છો કોઇ ?

પાંખડીઃ ના, માજી ! ફૂલ આપી નથી રહી હજી.
અડતાં તો આભલાં જેવાં છો,
શીળાં કુમળાં ને જળભર્યાં;
ને ચિંતા શી આ કફની ક્‌હાંથી ?

જોગણુઃ કફનીની યે કથા કહીશ.
આટલું તો વહેંચજે ઘેરઘેર
ત્‍હારાં ફૂલડાંની ફોરમ સંગાથે.

(પાંખડી ગાતી ગાતી જાય છે.)

હલકે હાથે તે નાથ ! મહિડાં વ્‍હલોવજો,
મહિડાંની રીત ન્‍હોય આવી રે લોલ.

કાન્તિઃ આભનો જે આધાર, માજી !
એ દીકરીઓનો આધાર.
પ્રારબ્ધને પૂછું છું પ્રશ્ન,

પ્રારબ્ધ ઉત્તર નથી આપતું.
અભેદ્ય દુર્ગ શી વજ્રદીવાલો
ચોમેર ઉભેલી પેખું છું,
ને દૃષ્ટિને રૂંધે છે દુનિયાના દુર્ગ.
મ્હારા એકદંડિયા મ્હેલ ફરતું
પાથર્યું છે નર્યુ નીર નીર ને નીર.
એ સાગરનો આરો ક્ય્હાં હશે ?

જોગણ: વત્સે ! નીરમાં નારાયણ છે;
નિરખ, તો અણઉકલતું યે ઉકલશે.
ત્હારા આયુષ્યોત્સવની વરષો ઉગી.
હેવું ત્હારૂં કૌમારની કળી હતું.
પાંખડીઓ ઉઘડું ઉઘડું થાય છે,
નવવસન્તના અનિલ અડકયે
'ખીલું, હસું ને ફોરૂં' કહે છે.
સંસાર એટલે દંપતિના રસરાસઃ
કુમારિકા વસુન્ધરાના છૂપલા વસુઓની
પરિમલવાડી વિસ્તારી પાથરવી.
શોધ ત્હારા સંસારિયાનો સ્વામી,
ને સમર્પ એહને સમસ્ત જીવન.
જીવનચોકનો એક ચન્દ્ર ઉગ્યે
સંસારની પૂર્ણિમા પ્રગટશે ત્હારી;
બ્રહ્મમુહૂર્તમાં બ્રહ્મબોલ બોલ્યે
દિનભર ત્હેના પડઘા સંભળાશે.
જગતશોભને ! ત્હારાં લગ્ન થશે
તે તિથિએ તોરણ બન્ધાશે ત્રિલોકને.

સુન્દરીસંઘનાં પ્રગટશે સૌન્દર્ય ને સદ્ભાગ્ય.
ને મંડાશે પરમ રસયજ્ઞ.
પણ ધીરી, વત્સે! ધીરીઃ
ઉતાર ત્હારી પિનાક શી ચ્હડી ભ્રુકુટિ.
રૂપ દીધું તે રસ દેશે,
ને રસ આપ્યો તે રસિયો આપશે.
સૌભાગ્યને જ વરે છે સુન્દરતા.
આહ્નિકવેળા થઇ ગઇ; જાઉં છું.

**કાન્તિઃ** પધારો, માજી! આદેશ.

**જોગણઃ** કલ્યાણ, દીકરી! સદા સૌનું ય તે.

(જોગણ સાગરસ્નાને જાય છે. જતાં જતાં જનાન્તિકે)

અહાહા! રસિકતા ને સુન્દરતા!
સંસારની સૂર્યકાન્તિ ને ચન્દ્રપ્રભા!
આત્માને અજવાળતી જ્યોતિઓ!
ક્ય્હારે થશે જગતને રણવગડે
તમ પાવનકારી દેવદર્શન?
પુણ્યલોકનાં પુષ્પની એ પાંખડીએ
માનવી કય્હારે માંડશે મુગટમાં?
રસ ને સુન્દરતામાં પ્રભુતા પ્રગટાવવી
એ જ ધર્મકર્મ કરે
કો રસયોગીન્દ્ર તો?

**કાન્તિઃ** પ્રેમની લાગી છે મ્હને ભૂખ.
રોમરોમનાં કરણો માં મ્હારાં
લોકલોકની જ્યોત ઝળહળે છેઃ

જાણે કો નવસૃષ્ટિઓ પ્રગટશે.
પણ મુજ પ્રકૃતિનો પુરુષોત્તમ ક્‌હાં ?
ગોપગોપિકાઓનાં ઉ્હલેણાં,
ને હૈયાંહૈયાંનાં રસગોરસ !
દોરી ખેંચવા દેવ મળશે કે દાનવ ?
એકલી પાંખે ન જ ઉડાય ?
એક પગે યાત્રા નહિ થાય.
આંખલડી સન્મુખ આવશે
અલબેલી એ હૈયામાંની રસમૂર્તિ ?
કાલે આપવાનો છે ઉત્તર મ્હારે.
'સીતારામનાં સિંહાસન માંડો !'
ઉતર, ઓ આત્મનૂ મ્હારા !
દંડકારણ્યની દારુણ ગુફાઓમાં.
પણ ચેતજે ઓ ચતુરા !
રખે કો રાવણ હરી ન જાય.

(વદનમંડળે ઉગતા સૂર્યનું તામ્રવર્ણું ઉગ્ર તેજ પડે છે.)

આવ, ઓ વીરી નીન્દલડી !
મ્હને ત્હારે ખોળે ઉંઘાડ.
મ્હારે નથી જાગવું.

(બ્રહ્માંડભીષણ ભયંકરતા વદને પ્રગટી નીકળે છે.)

ઝંપલાવ જીવ ! જગતની ઝાડીઓમાં.

[આત્મહત્યા કરનારીની પ્રચંડજ્વાળ મુખરેખાવન્તી કાન્તિકુમારી ઝરૂખે ઉતરે છે.]

# પ્રવેશ ૫ મો



**સ્થલકાલ:** સુન્દર બાગનાં પુષ્પોમાં ચન્દ્રિકાનાં તેજ ને અન્ધાર



(સુન્દર બાગમાં બેસતી વસન્તનાં પુષ્પો પ્રફુલ્લ્યાં છે. ઉંડાં ઘેરાં હલેતાં પગલે ને આનન્દની આંખડીએ પાંખડી મહીં ગાતી રમતી નિરખતી આવે છે.)

**પાંખડી:** ફૂલ વીણી વીણી ગૂંથ્યો મ્હેં તો હાર રે,
હું તો વેચવાને નીસરી;
ફૂલડે વધાવે, આવો, ન્હાનકડી નાર:
કોઇ લેશો કે?
મૂલવશો કે?
ફૂલ વીણી વીણી વિ.

પુણ્યરંગી મોગરા ને માપરંગી ડમરા;
પ્રેમમાં પરોવી મ્હેં તો આંસૂડાંની ધાર:

કોઇ લેશો કે ?
મૂલવશો કે ?
ફૂલ વીણી વીણી વિ.

પારકું ગાયું: હું વ્રતભંગ થઇ આજ.

(ઝબકીને જાગ્યા જેવી)

કરડયો, કરડયો મ્હને યે,
કરડયો એ કાળો ભમરો.

(હાથે કાંઈ કરડયું હોય એમ છાબ ઉસેટી દે છે, ફૂલ વેરાય છે, ને ઉપર ભમરા ગુંજે છે.)

ખરે ! હું વ્રતભંગ થઇ.
આજ મ્હારાથી વાડીનાં ફૂલડાં
ન વીણાય કે ન વ્હેંચાય.
ને કાન્તિદેવીને શણગાર્યા પછી
હવે શણગારવાનાં ય તે કોને ?
—હું ત્હને અશ્રદ્ધાની આંખે જોતી,
કાળી પાંખોના મધુકર!
મ્હારા કાનમાં તું ગુંજતો,
મ્હારી વેણી ઉપર ભમતો,
મ્હારી ફૂલછાબમાં કદી ત્હને
પાય માંડવા દીધો નથી.
મનમાં મલકાતો મા,

જોજે ત્હારી વ્હેલે કરૂં તે.
પાંખડીઓમાં પૂરીને શીવી જ લઇશ.

(ઢોળાયેલાં ફૂલ વીણી છાબમાં સાંભરવા માંડે છે.)

મ્હેં યે ઉછીતું લીધું આજ.
પરાયું લઇ ગાયું, ને ભૂલી.
પારકું ગીત શાને ગાયું ?
એ તો અવનીનું અન્ધારૂં છે.
દુનિયામાંના દેવના દીવડિયા તો
મ્હારા નવરંગ પ્રફુલ્લેલાં પુષ્પો.

(જાણે અદ્‌ભુતનાં દર્શન કીધાં હોય ને આભમાં એ શોધતો હોય એવો ગગનઢૂંઢતી દૃષ્ટિએ ઇન્દુકુમાર આવે છે.)

ઇન્દુ: ઉદાર ને ચિરસ્મરણીય સન્ધ્યા !
ત્હોરો ગુણઓશિંગણુ કેટકેટલો થાઉં ?
પ્રભાવર્ણો દિવસ નહિ,
દુનિયામાં રાત્રી જ અદ્‌ભુત છે ?
જગતને આચ્છાદે છે ત્હારો મણિપાલવ.
ત્હારા નિગૂઢ ભેદ ખોલી ત્હેં
અક્ષય ભૂમિની અટારીઓ ઉઘાડી:
ભાગ્યદેવીનાં દર્શન કરાવ્યાં.
યુગની જાણે યુગઅધિષ્ઠાત્રી !
સન્ધ્યાની સન્ધિકાની જાણે મહાદેવી !
મ્હેં નિરખી: એ નિરખતી હશે ?

શી એની ભવ્ય સુન્દરતા !
શીર્ષે સૂર્યરેખાઓ શાં
લટલટમાં ચંપાનાં ફૂલ,
ને ફૂલડે ફૂલડે ફૂમતું;
ને હૈયે હૈયાવર્ણી
જૂઈજાઇની ધવલવેલ ચોળી,
ઉપર ગુલાબના મલકટઃ
નવપલ્લવની ફરતી ઝૂલઃ
કરપદની કમલિની ઉપર
જલશુદ્ધ કમલદલના કંકણોઃ
ને સહુ ઉપર ફૂલમંડળી સમો
દેવભાતીગર ફૂલચોરસોઃ
દેહદેવને ઝીલી ઝૂલવતો
પવિત્રા દ્વાદશીનો જાણે
ડોલતો ફૂલહિન્ડોલો.
પણ અજબ એ નયનોની નયનલીલા !
આત્મન્ ન્યોછાવર છે
ત્હારી આંખડલીના મોર ઉપર.
કિયો જાદુગર ઉતારશે એનાં જાદુ ?
એ નયન ! જાણે તેજનાં કુંડઃ
એ નયન ! જાણે ગહનતાનાં સરોવરઃ
એ નયન ! જાણે અદ્ભુતવર્ણાં
ઇન્દ્રધનુષ્યનાં જળવમળો.
કીકીઓ તો જાણે તરવરતાં માંછલાં !

ઓ રમતિયાળ મચ્છાવેધિની!
ત્હારો મચ્છ વીંધાયો,
તું સ્વયંવર જીતી ગઇ.

(અન્ધકારગુફા સમા આકાશમાંથી એક તારો ખરે છે.)

પ્રારબ્ધ શી પ્રસન્નનેત્રી સન્ધિકા!
સદાસર્વદા પ્રસન્ન રહેજે,
ત્હારા અણુગણુ ઉડુગણુ વરસી વરસી
અજવાળજે પ્રિયના પ્રેમધામ.

(કુંજમાં કોયલ ટહુકે છે, ટહુકામાં પાંખડી ગીતટહુકો પૂરે છે.)

પાંખડી: વેગળી વસન્તના મોંઘા આલાપ.
મોંઘા આલાપ, લોલ ઉરના વિલાપ;
વેગળી વસન્તના મોંઘા આલાપ.
સરિતાની કુંજ મંજુ ટ્હૌકાની રેલમાં
ઝૂકી, ઝૂક્યાં કો ચતુરાનાં ચાપ:
વેગળી વસન્તના મોંઘા આલાપ.
ધીમી ધીમી મ્હારી કોકિલા રડે છે;
માનવી સુણે છે કેલિના કલાપ:
વેગળી વસન્તના મોંઘા આલાપ.

સંસારના આંબાવાડિયાની કોયલડી!
કોયલ! તું રડ છ કે ગા છ?

( ફરીથી ટહુકો કોયલ અગમ્ય ઉત્તર વાળે છે. )

ઇન્દુ: અહો ટહુકાર! માત્ર ટહુકાર!
જીવન એટલે જ શું ટહુકાર?
દર્શન નહિ, માત્ર શ્રવણ?
દેવકોકિલાના સમો ટહુકાર!
અદૃશ્ય આત્માનો જાણે ટહુકાર!
વિશ્વકુંજ ભરી ગાજતો ટહુકાર.
ને જગતકુંજે ગાય છે એ કોણ?
વસન્તસખી પાંખડી?
કે કવિતા? કે સુન્દરતા?
કે અન્ધારી રાત્રીને માંડવડે
એકાકિની પ્રતિભા ગાય છે
ને નિજને સાંભળે છે?
અથવા વિધાત્રી ઉતરે છે
છાબ ભરી છઠ્ઠીના લેખ આલેખવા?
અન્ધારિયામાં, ભવિષ્યરાણી!
અન્ધારને અક્ષરે મા આલેખતી.

પાંખડી: ( પાસે આવી ) વેરાઈ ગયાં છઃ
ભાઈ! ફૂલ વીણી આપશો?

ઇન્દુ: આ તો ફૂલડાંની ફૂલબાળા!
શું કર છ—અંહી—અત્યારે?

પાંખડી: સન્ધ્યાની સન્નિકામાં
ફૂલડાંનાં રંગો નિરખું છું.

ઇન્દુ: દેવના આશ્રમની આ તો બાલા.
ત્હારી પરખનાં પરિમલ પા છ?
સહસ્રજીહ્વાએ જગત ભાખે છે
દુનિયામાં દેવ નથી પધારતા.
દેવ ભલે દુર્લભ હોય,
દેવીઓ દુર્લભ નથી દુનિયામાં.

પાંખડી: 'દુનિયામાં દેવ દુર્લભ!'—
તો દેવીઓને ઓળખશે કોણ?
ને પરણશે કોણ?
દેવીઓ અસુરને તો નહિ વરે ને?

ઈન્દુ: તો બ્રહ્મચારિણીઓ રહેશે,
સરસ્વતી સરિખડી:
—સંસાર અભડાવશે નહિ તો.
પણ આટલી મોડી કાં આજ?
ને હાથે શું થયું આ?

પાંખડી: કાન્તિ બ્હેનને આજ શણગાર્યાં'તાં.—

ઈન્દુ: હા, જગતના શણગારને જગતે શણગારી'તી!
કુદરતની કમીના માનવીએ પૂરી!

મનુજની ધૃષ્ટતા યે ક્‌હાં જઇ અટકશે ?

**પાંખડીઃ** ને હાથે તો છે ભમરાનાં ડંખ.
કાન્તિ બ્હેન કહેતાં'તાં કે
'સારસ પાળિયે, પોપટ પાળિયે,
કામણગારા કાળુડા ભમરાને
ફૂલછાબ ઓટવા મ દઇએ.'
ફૂલ ફરતો હું ચંપો વેરતી.
ચંપાની કોર પૂરાતી નથી હમણાં,
વાડ ભાગી ને ભાગી રહે છે.
ત્હમારો ફૂલરૂમાલે ગૂંથાતો નથી પૂરો.
કુદરત કંજૂસ થઈ છે.
ઓછાં ઉતરે છે આજકાલ
કાન્તિ બ્હેનનાં ચંપાનાં વન;
એટલે ભમરો ડંખ્યો.
હેં ! કાળાં એટલાં કૂડાં હશે ?

**ઇન્દુઃ** કોયલે કાળી છે, વનકોકિલે !
ને કૃષ્ણ ભગવાને કાળા હતા.

**પાંખડીઃ** ભગવાનની તો અકળ લીલા,
ન કળાય અમ બાળકડાંથી.
પણ પૂછું ? હેં ! પૂછું એક ?
કોયલ ગાય છે, કે રડે છે ?

**ઇન્દુઃ** (બાળકના સરળ પ્રશ્નથી ચમકીને—જાણે નવાં આભ ઉઘડયાં હોય એમ ઉંચે નિરખતો)

વસન્તની કોકિલાનાં રુદન !

(ક્ષણેક ચિન્તનશિલાએ થંભીને)

હા ! કોણ અર્થ કથશે
એ અમાનુષ મન્ત્રમધુરપના ?

પાંખડીઃ અમૃતપુરની કુંજકુંજમાં
હું એકલી ભમતી,
ને આંખડી યે ન ફરકતી.
વચમાં કંકનીથી કંપતી.
હમણાં અશ્રથી અમુંઝાઉં છું.
કાન્તિ બ્હેને નીર સારતાં’તાં;
શણગારથી સજાઇને નીર સારતાં’તાં.
એમને રડતાં જોઈ હું યે રડી.
વસન્તમાં લોક રડતાં કેમ હશે ?
હમણાં જગત રડતું ભાસે છે.
કાન્તિ બ્હેન કેમ રડતાં’તાં ?

(આભમાંથી અદૃશ્ય વજ્રપાત થાય ને આત્માને મૂર્છા આવે, એવું ઈન્દુકુમારને થાય છેઃ પ્રફુલ્લેલાં કમળ સમી વિકાસેલી આંખે શિખરસમો સ્તબ્ધ અન્તરિક્ષ નિહાળતો ઇન્દુકુમાર અનુત્તર ઉભો છે.)

ત્હમને ય ભમરી ડંખી કે શું ?

(ઘટાઓના પડદા પાછળથી ધીરી વાયુલહરી સમી ગીતધારા આવે છે.)

હું તો ગઈ’તી કદંબના ઝાડે કદંબનાં ફૂલ લેવા.

ઈન્દુ: એ કોનો વળી ટહુકાર ?

પાંખડી: એ તો વિલાસ આવી.
નવા જમાનાના નવા રોગ.
ઇસ્પિતાલો માંડો એમની.

વિલાસ: હું તો ગઈ’તી કદંબના ઝાડે કદંબનાં ફૂલ લેવા;
હું શું જાણું કે આંવે પછવાડે કદંબનાં ફૂલ લેવા ?

(એક ધાવણા બાળકને ચુંબન કરતી અન્ધારાને ઓ-
છાયે ઓછાયે ચાલતી સુન્દરી આવે છે. દર્પણમાં ચીર
પડી હોય ત્હેવા ત્હેની રૂપકલામાં ચીરા પડેલા છે.)

ઈન્દુ: શેની ટેલ નાંખ છ? બાઈ!

વિલાસ: મ્હારા નશીબની:

પાંખડી: રાતના અન્ધારાં ઉતરે છે
ત્ય્હારે રોજ ટેલ નાંખે છે.

ઈન્દુ: ત્હારૂં નામ ? જગતદુહીતા ?

વિલાસ: લોક મ્હને કૌવચ કહે છે.
મ્હારા કાંટા બીજાને ન વાગે
ત્હેની ટેલ નાંખું છું જગતમાં.

પાંખડી: કુમારી છે બિચારી.
વિલાસ! કંઇક કહે ત્હારી કથા.
પુરમાં પરદેશી જેવા છે.

વિલાસ: વિલાસ નહિ, કૌવચ.
મ્હારી કથા એટલે ગીતનાં બે ચરણો.
હું તો વગડાની વાટે ચાલી કદંબનાં ફૂલ લેવા;
એહ આવ્યા જાણે વને વનમાળી કદંબનાં ફૂલ લેવા.

ઇન્દુ: તેથી કુમારિકાને આ બાળક?

વિલાસ: કુન્તાજીને કર્ણ હતો ને?

ઇન્દુ: નવયુગનાં કુન્તાજી પધાર્યાં!
ને આ આપનો કર્ણ?

વિલાસ: મ્હેં તો મુખડે એને ઝાંખ્યું કદંબનાં ફૂલ લેવા;
એણે નેણલેથી નેણબાણ નાંખ્યું કદંબનાં ફૂલ લેવા.

ઇન્દુ: અમૃતપુરમાં તો આણ હતી ને કે
અઢાર પછી કુમારિકા ન હોય કોઇ?
શિવાય કે આજીવન બ્રહ્મચારિણી?

વિલાસ: ગયા જમાનાના મુચકુન્દ લાગો છો.
આ તો નવો યુગ બેઠો.
મ્હેં તો લીધો એ કુંજનો કેડો કદંબનાં ફૂલ લેવા;
એણે ઝાલ્યો મ્હારો પાલવછેડો કદંબનાં ફૂલ લેવા.

પહેલું તો ગર્ભપાતમાં ગયું.
આ તો મ્હારૂં બીજું બાલકડું.

( ફૂલગુલાબી બાળકને કોટી કરે છે. )

ઈન્દુ: સંસારે આ ઉગ્યાં સ્હવાર ?
अष्टवर्षे भवेद् गौरी ખોટું હતું.
બે બાલકની માતા કુમારિકા,
એ જગતજુઠાણું સાચ્ચું છે ?

પાંખડી: કળજુગ છે ને આજ.

ઈન્દુ: કલિયુગની કુન્તાજીઓ !
બાળલગ્નના બળબળતા ચૂલામાંથી સંસાર
પ્રૌઢલગ્નના ભડભડતા હોલામાં પડે છે.

પાંખડી: ત્ય્હારે લગ્નની ઋતુ કઈ ?

ઈન્દુ: આયુષ્યની બેસતી વસન્ત.
હૈયાકુંજે કોયલ બોલે તે લગ્નઋતુ.

વિલાસ: હું તો ગઈ'તી ધરાને ઢાળે કદંબનાં ફૂલ લેવા;
એહ આવ્યા મ્હારી દેહની ડાળે કદંબનાં ફૂલ લેવા.

( ટેલ નાંખતી અન્ધારે અન્ધારે ફરે છે. )

ઈન્દુ: બુદ્ધે કીધું, ખ્રીસ્તે કીધું;
એવું કરૂં રસવિશ્વે કે
સંસાર સૌભાગ્યવતીઓનો જ વસે.

પાંખડીઃ બુદ્ધે દુઃખ ધોયાં'તાં જગતનાં ?
ને ક્રીસ્તે પાપ ધોયાં'તાં ને ?
દુઃખ ને પાપ ધોવાયાં દુનિયાનાં ?

ઈન્દુઃ પાપ ન ભાગે તો પરાજયે જય છે.
પાપ ને દુઃખના પાંડિત્ય
આનન્દનન્દિનીઓ કાજે નથી.
પાંખડી ! તું તો પરિમલ ઉડાવ.
ફૂલની પરબે પાણી પા,
વસન્ત વીણી વીણી ઓરડે આણ.

( આઘેથી ટેલનો ટહુકો ગાજતો આવે છે. )

હું તો ગઇ'તી કદંબની ડાળે કદંબનાં ફૂલ લેવા.

ઈન્દુઃ ( દિશાઓના દુર્ગો ઉપર અગ્નઅંગારા શાં નયનબાણ વર્ષાવતો વર્ષાવતો )
દિશાઓના ઉકરડા સળગાવી દઉં ?
સંસારની સુરંગોમાં પલીતા ચાંપું ?—

( ખમચે છે, વન વચ્ચે વડલો પડે એમ એમો આત્મન્ જાણે પડે છે.)

સળગાવીશ તો છાંટીશ શાથી ?
ઇન્દુ ! જગતના કલ્યાણવાંછુ ? પ્હેલ્લાં તો
નિજના આત્મામાં અમૃતના મેઘ ઉગાડ.

( વજ્રકાપી મહાશાખા સમો ખિન્નમુદ્રાળો ઉઠે છે. આઘેથી વિલાસનો ગીતટહુકાર ગાજે છે. )

**વિલાસઃ** હું તો ગઈ'તી ધરાને ઢાળે કદંબનાં ફૂલ લેવા;
એહ આવ્યા મ્હારી દેહની ડાળે કદંબનાં ફૂલ લેવા.

(વીજળીનાં કિરણ વાગ્યે સંજીવન પામેલા શો ઈન્દુકુમાર સચેત થાય છે. હૈયે ને લલાટે તિલક કરે છે, દિશાઓને વન્દે છે, અંજલિ કરી મુખડે માંડી આભને પીએ છે.)

**ઇન્દુઃ** સંસારને સુધારવો
એટલે હિમાદ્રિને ઉથલાવવા.
ને આ તો સુધારાને સુધારવાનો !
પણ એ સાહસે આદરીશ.
આભ ! તું સાક્ષી છે આત્મનૂનો.

(મન્દિરશિખર શો કૃતનિશ્ચય ઉભો છે.)



## પ્રવેશ ૬ ઠ્ઠો

—•—

સ્થલકાલ: પ્રમદાની અગાસીએ અન્ધારી ચૌદશનો ચન્દ્રમા

( અગાસીની પાળે ઉભી ઉભી દિશાઓના અન્ધકારને શોધે છે.)

કાન્તિ: હું તો ઉભી'તી આભલાંને આરે
વસન્તની વાટ જોતી;
સજી આત્મા ને દેહ શણગારે
વસન્તની વાટ જોતી.

હું તો તારલે તારલે જોતી'તી,
વસન્તની વાટ જોતી.
હું તો દક્ષિણપન્થ શોધતી'તી,
વસન્તની વાટ જોતી.

ત્ય્હાં તો સૂરજ ચાલ્યા આઘેરા,
વસન્તની વાટ જોતી;
મ્હેં તો માન્યા દિનનાથને નમેરા,
વસન્તની વાટ જોતી.

હૈયાસૂની ને એકલી અટૂલી,
    વસન્તની વાટ જોતી;
હું તો વસન્ત માસને ય ભૂલી,
    વસન્તની વાટ જોતી.

(પ્રભાતનાં આછાં અભરણ સજેલી પ્રમદા સુન્દરી આવે છે.)

મ્હને સખિઓ ભૂલકણી કહે છે,
    વસન્તની વાટ જોતી;
તાળી લેઇ-દેઇને સૌ હસે છે,
    વસન્તની વાટ જોતી.

હું તો ઉભી'તી આભલાંને આરે
    વસન્તની વાટ જોતી.
કંઇક ભૂલી સલૂણી સંસારે,
    વસન્તની વાટ જોતી.

પ્રમદા: ( કને આવી, લતા જેમ મંજરીને કોટી કરે તેમ કોટી કરીને )
સંસાર એટલે જ મહાભૂલભૂલામણી.
લોક ભૂલકણું જ છે, કાન્તિબ્હેન!
આભલાને આરે ઉભાં
પૃથ્વીને ભૂલ્યાં—
આજ કાંઈ અત્યહારના પ્હોરમાં ?

કાન્તિ: ઓખાને સ્વપ્નાંમાંથી નથી જગાડયાંને ?
ત્હારી અગાસી છે કુંજની પરવાડે
ને તાડથી ઉંચેરડી.

અમારો છે આજનો સન્કેત
અન્ધારી ચૌદશનો ચન્દ્રમા જોવાનો.
જગતમાં થોડાંકે જોયો છે.
હમણાં આવશે પ્રભાતનાં બુલબુલો
ને બોલાવશે.

પ્રમદાઃ હા, આજે છે મહાશિવરાત્રી;
પધારો, આનન્દો ને આનન્દાવો.
બુલબુલબોલે જાગવાનાં સૌભાગ્ય
સહુનાં નથી હોતાં.
પણ આનન્દજો, અમૂંઝાશો મા.
આ અગાસી છે જગત માણવાને.

કાન્તિઃ ત્હારે જીંદગી એટલે માણવું ને મઝા.
કલ્યાણ નહિ, સુખ;
પુણ્ય નહિ, ધર્મ નહિ,
પણ વિલાસ ને વિહાર.

પ્રમદાઃ જીંદગી એટલે કાલ નહિ, આજ.
જીંદગી એટલે લ્હેર ને સીઝુત.
સન્ધ્યાને નહિ, અમે સ્હવારને પૂજિયે.

કાન્તિઃ હા, ત્હમારે ઉગતા સૂરજને પૂજવો,
ત્હમારે ત્રિકાલ ઓળખવા નથી.
નવા જમાનાના ત્હમે Epicureans
ભાભી! લોકલોકે કહ્યો સંસાર,

યુગયુગના વિલાસપૂજારીઓ
એ સંસારને કરે છે અસાર.
તારાને વીણવા જાઓ છો
ને અન્ધારામાં ન્હાઓ છો.
ભાભી ! કહું ? નહિ સાંભળે તું.
વિલાસીઓ જગતને ઝંખવતા ન હોત
તો જગત આજ સૂરજસોહામણું હોત.
આજ તો અન્ધકારજલમાં
તારાઓ તરે છે,
ને અન્ધકારને ભાખે છે અજવાળાં.
ભાભી ! ગાઉં મારી આતમગાથા ?
બ્રહ્માંડ એટલે બ્રહ્મ બૂડવાનો મહાધરો.

નમે આભમાં અન્ધાર, રમે વીજના ચમકાર;
　　જળની ઝડીઓ પડે પૂરમાં, હો બ્હેન !
દમે હૈયાના ભાર, ઝમે નયણાંની ધાર,
　　વ્હાલાની વાત જાગે ઉરમાં, હો બ્હેન !

ચ્હડી અટારી આંખને જૂવે જીવ એ પન્થ;
ઢળે તિમિરનાં ઝાપટાં,
　　મંહી ઘેરાણા કોડીલા કન્થ, હો બ્હેન !
　　જળની ઝડીઓ પડે પૂરમાં; હો બ્હેન !
કાળાં કાજળનાં વાદળાં, હો બ્હેન !
　　　　કાળો–કાળો વરસાદ,
મહાજગત ભીંજે એ કાજળજળે, હો બ્હેન !

યુગયુગ કેરી વાત, પ્રલય તણાં પાણી પડે;
મહીં ડૂબ્યાં દિવસ ને રાત,
એક આંગણુ ઉભો મેહુલો.

એવા વરસે અન્ધાર, ઝીણા વીજના ચમકાર,
જળની ઝડીઓ પડે પૂરમાં, હો બ્હેન !
દમે હૈયાના ભાર, ઝમે નયણુંની ધાર,
વ્હાલાની વાત જાગે ઉરમાં, હો બ્હેન

અન્ધારી રજની ને આંસુનાં પૂર,
ઉંડું આકાશ અને આછેરાં ઉર;

કહે, સખિ ! કેમ કરી ઉતરૂં ?
વ્હાલાજી શઠ વીસરેલ;
સાંધ્યું સૂકાને ભાગી પડયું,
હોડી ઉભી જળરેલ;
મ્હારી હોડી ઉભી જળરેલ.

પ્રમદાઃ અમાવાસ્યાએ તારામંડળ ઓર તગતગે.
વ્યોમસાગરનો પડછાયો એ માનવસંસાર.
તારલા જેવા મંહી જીવો તરે.

કાન્તિઃ તરે ય તે ને ડૂબે ય તે.

પ્રમદાઃ ને સંસારનાં સમુદ્રફૂલ ?
બાલુડાં તો દેવ છે ને ત્હમારે ?
કૌમારને આંબે નથી ઉગતા એ, હો !

કાન્તિઃ વેલ પ્રફુલ્લે ને માતા મ્હોરે.
　　દેવદડા જેવા બાળકડાં તો
　　સંસારની શેરીએ રમતાં પુણ્યફૂલડાં.

પ્રમદાઃ ત્‍હારે ચત્રી પડવો ક્‍હાં આવે છે ?
　　મ્હોરાવો ત્‍હમારો યે માંડવડો
　　ને અવતારો અવનીમાં એ દેવફૂલડાં.

કાન્તિઃ તે પહેલાં નહિ પ્રગટે ફાગણુની ઝાળ ?
　　ને જગત બળી ભસ્મ નહિ થાય ?
　　અમસ્તી પજવ મા, ભાભી !
　　વેચજે સંસારના બજારમાં,
　　ને પૂરજે કોયલને કનકપાંજરે.
　　પણ લગ્નવિધિ તે લગ્ન નથી બધાં.
　　ધનના ઢગ પૂજવાના, કે પતિને ?
　　માથે મુગટ માંડવાના કે હૈયે ?
　　દીકરી એટલે અપરાધણ જાણે.
　　અવની ભરતાં માનવમન્દિરોમાં
　　મણુમણુનાં પરણુવાં
　　ને મણુમણુના સંસાર સૃજવા.
　　લક્ષ્મીલાધ્યો પશુ કે પદવીલાધ્યો પાપી
　　એવા સંગે વિહારખેલ ખેલવા
　　ને ધન કે ધામને દેહ વેચવા
　　એ તે લગ્ન કે વ્યભિચાર ?
　　પૃથ્વીને ખંડે ખંડે, ભાભી !
　　સ્વયંવર એટલે પૌરાણિક ગપ,

સ્નેહ તે કવિતાનું સ્વપ્નું,
ધર્મસહચાર તે મિથ્યાવાદ,
અને લગ્ન તે લૌકિક દન્તકથા.

( અંગઅંગમાંથી વીજળીઓ ઝબકતી યશદેવી આવે છે. )

યશ: મ્હારા રાજ દીઠા ક્યહાંઇ ?

પ્રમદા: સેંથેથી સરકયો કે શું હીરલો ?
કે કોઈ હરણ કરી ગયું ?
મોંઘા તે સહુને ય મોંઘા.

કાન્તિ: યશ નિત્યે શોધે રાજને,
ને રાજ સદા શોધે યશને.
સંસારની કુંજગલીઓમાં
ભૂલાં પડે, ને જડે યે એટએટલાં.
યશ ! હમણાં પધારશે પ્રીતમદેવ.

યશ: સંગાથે નીકળ્યાં'તાં રૂમઝુમતાં.
એ સાગરે ગયા તપશ્ચર્યાનાં દર્શને;
મ્હને કહે ફૂલડાંમાં ઉભજે.
કુંજને કાંઠડે વાટ જોઇને થાકી,
ફૂલ ઉગ્યાં ત્હો ય એ ન ઉગ્યા.
હમણાં આવશે કિરણને પગલે.
આજ તો સન્કેત છે ને
અન્ધારી ચૌદશનો ચન્દ્રમા જોવાનો.
કાન્તિ બ્હેનની આંખડીઓમાં

આવી વસશે એ ચન્દ્રચાપ,
ને જીતશે પછી જગતને.

કાન્તિઃ યશ બ્હેનને પાંખો પ્રગટી; ભાભી !
જાણે પારિજાતની પાંખડીઓ !
મનમધુરી ને વાયુઝીણેરી.
દેહવલ્લરીએથી પ્રેમના પરિમલ ફોરે છે.
કઈ કુંજે ઉગી એ વેલ ?

પ્રમદાઃ પૃથ્વીની પુણ્યકુંજો સૌ યે સરખી.
પૂર્વનાં લગ્ન સૌ પાપ નથી,
પશ્ચિમનાં લગ્ન સૌ પુણ્ય નથી.
યશને લાધ્યું તે સૌને લાધજો.

કાન્તિઃ સાગરની સેરે સેરે મોતી નથી, ભાભી !
જે તે જળમાં ડૂબકી માર્યે
મોતીથી ખોબલો ન ભરાય.
ઉજમાળાં યશદેવી શાં સ્નેહશમણાં
સુન્દરીવૃન્દ સઘળો યે વાંછે;
પણ સેંથીમાં પૂરવાને ચન્દ્ર
કાંઇ માગ્યા નથી મળતા.
કહે તો ઉઘાડું, ભાભી !
મ્હારા હૈયાનાં બારણાં.

પ્રમદાઃ દેવી સમક્ષે હોમ માંડજોઃ
તેજનાં પ્રારબ્ધ ઘડશે.

કાન્તિ: યશદેવી! પ્રમદા ભાભી!
તો સાંભળો મ્હારી વસન્તવાર્તા.
અન્તરના યે અન્તરમાં મ્હારા
વસન્ત બોલી ગઇ છે કાંઈક,
ઉંડામાં ઉંડું પોઢતા અભિલાષ
ઉરમાં તરવરે છે હવે.
બ્રહ્માના સહસ્રદલ કમલ સમી
આત્મવિભૂતિની પાંખડીઓને
આઘેના અનિલ આવી ફરકાવે છે!
આશા વાંછા વાસના,
ભવિષ્યઅવલંબતી ભાવનાઓ
વિજયધ્વજ રોપે છે હૈયાની અગાસીએ.
પરમ એકાન્તનાં ગીત
ઉભરાઇ–ઉભરાઇ જાય છે.
દિશાઓને બોલતી સાંભળું છું.
પ્રારબ્ધની પોથી ઉઘડે છે,
પણ અક્ષર નથી ઉકલતા.
વીજળી શાં ગેબનાં અજવાળાં
ઝબકે છે, ઝલાતાં નથી.
મેઘછાંયડીએ આનન્દસરોવર સમોવડું
હૈયું ઘેરૂં ઘેરૂં ડોલે છે.
અવનવી સેરો ફૂટે છે,
ને આત્માનાં જલ છલકાય છે.

પ્રમદા: બ્હેન! એ પરદેશના પવન.
કૌમાર કોળી રહ્યું,

હવે યૌવનનાં પ્રભાત પડ્યાં.
કુમારિકાની કિરણાવલિનું પ્રફુલ્લન
મહિયરને માંડવડે હવે પૂરું થયું.
વસન્ત વરસી, નવઅંકુર ઉઘડયાં.
ચૈતરે ચંપો મ્હોરશે,
ને મ્હોરશે મ્હારી આ ચંપકવર્ણી.

**કાન્તિઃ** વળી વળીને વળામણાં, ભાભી !
દાદાજીને દરબારે હવે
દીકરી કાજે ઓરડા નથી, હેં !
પારકા મહેલની કબરો
પૂરશું ત્ય્હારે, પ્રમદા !
અજાણી સિરાઇએ સ્હોડ વાળીશું,
ને અણઓળખી હું હૈ
હું ફાઈશું કે હિજરાઈશું, બ્હેનાં !
કહો તો ભેખ લઉં, જોગણ થાઉં,
અહાલેક જગાવું અમૃતપુરમાં.
શા દોષે દેશવટા ધો છો
દીકરીઓને મહિયરિયેથી ?

**પ્રમદાઃ** મહિયરથી સાસરિયે એ દેશવટા ?
જગતના જનમથી એ તો વિધાતાએ
કુંવરીઓને કરમે લખ્યા છે.

**કાન્તિઃ** મ્હારી માતાની સુખકુંજ,
મ્હારા બાળખેલનું લીલામન્દિર,

મ્હારો અલબેલો માંડવો મૂકાવી
ક્ય્હાં–ક્ય્હાં મોકલશો મ્હને ?
શું પામવા પાઠવશો પરદેશ ?

**પ્રમદા:** મનના મ્હોરેલા મનોરથ.

**કાન્તિ:** કોની કોની ફૂળી, ભાભી !
આત્માની અણુમલી ઝંખનાઓ ?
બધે અનર્થ થયા અર્થના
કે લગ્ન એટલે કામપૂજા.
ડુંગરે ડુંગરે દવ લાગ્યો,
ને પ્રભુતા મટી પશુતા પ્રગટી.
પુરપુરમાં પુરોહિતોએ ભાખ્યું કે
પ્રેમ ને પ્રેમકથા એટલે
મુગ્ધાઓને ફોસલાવવાનાં ધતીંગ;
ને લગ્ન એટલે સંસારી જુઠાણું.

(ઉતાવળે પગલે ભટ્ટરાજ આવે છે.)

**રાજ:** મ્હારાં દેવી–અહો ! એ વિરાજે.
ફૂલવાડીઓ સૂકાણી તમ વિના તો.
પ્રમદા સુન્દરી ! મદ ન પાતાં,
કાન્તિ કુમારી ! કૌમાર ન શીખવતાં;
નહિ તો ઢોળાઇ જશે
ભરી-ભરી અમારી અમૃતકટોરી.

**પ્રમદા:** પધારો, રાજ ! પધારો.
હૈયાની હરિણીને શોધવાને

હરણપગલે પધાર્યાં લાગો છો.
શીખવો અમને ત્હમારાં વ્રત.
લગ્ન એટલે શું ?

યશા: આટલું તો હું યે શીખી અનુભવે
કે હસ્તમેલાપન નહિ,
પ્રાણમેલાપન એટલે લગ્ન:
આત્મતારોનું અનુકમ્પી સંગીત,
જીવનજીવનનું perfect atuning.
જીંદગીનું એ અનવધિ સંગીત,
અન્તરના એ અનહદ નાદ
સ્નેહનાં સમાધિસિદ્ધો સાંભળે.

કાન્તિ: ત્ય્હારે સ્નેહ એટલે શું ?

યશા: ત્હમે તો પૂછો છો કે
પરબ એટલે શું, ને પાણી એટલે શું ?
તરશ છીપાવે તે પાણી.
વધારે તો પૂછો ત્હમારા વીરને;
આ ઉભા માનવતાના મ્હોર.
કહો રાજ ! સ્નેહ એટલે શું ?

રાજ: નિત્યનિત્ય શીખે તે યે પૂછે
એવો વિશ્વભેદ એ સ્નેહ.
સ્નેહ એટલે, ઓ યશરાણી !
અણઉચ્ચાર્યે યે અનુભવિયે છીએં
માનવઉરમાં દેવામૃતની એ ભરતી.

હૈયામાં હૈયાની ઉષ્મા,
જીવમાં જીવનનું ચૈતન્ય,
સંસાર ભરી વહતો સૌભાગ્યભાવ;
સૌન્દર્યસ્વરૂપના રસકલાપને
નમન, સત્કાર, પૂજા:
આત્મામાં આત્માનું પ્રતિસ્થાપન:
માનવીમાં અવતરતી રસપ્રભુતા:
દિવ્ય ચક્ષુનાં લોકોત્તર સંસારદર્શન:
અન્તર્યામીની સૃજનભાવના:
રસિકોના નિષ્કલંક રસઅભિષેક,
પ્રિયતીર્થે પ્રાણજ્યોતની આર્તિ,
જીવનયજ્ઞના આત્મવહ્નિના અગ્નિહોત્ર:
પુણ્યાત્મિઓનો એ લગ્નસ્નેહ:
ને લગ્નસ્નેહની મહાદીક્ષા તે સ્નેહલગ્ન.
નથી એ પૂર્વનાં વજ્રબન્ધી કજોડાં,
વયનાં વિક્રયનાં રૂપનાં ગુણનાં;
કે નથી એ પશ્ચિમનાં પલકદરિયાવ કરારનામાં.
મોહનાં લોભનાં ઉન્માદનાં સગવડતાનાં.
પશ્ચિમની પરસ્પરની પસંદગી,
પૂર્વની પરસ્પરની જીવનપરાયણતા:
કરારે નહિ ને વિક્રયે નહિ,
પુણ્યવર્ચસ્વીઓનો જીવનયજ્ઞ:
નરનારના રસયોગ તે સ્નેહલગ્ન.
नैनं छिन्दन्ति शस्त्राणि,
नैनं दहति पावकः.

યુગયુગના લોકલોકના ભવોભવનો
એવા એ અમ્મર માનવયોગ.

પ્રમદા: જળે જળે કમળ નથી,
વને વને અગર નથી,
કે લગ્ને લગ્ને અમૃત હોય.

( દિશાઓને શોધે છે. )

કાન્તિ: ભવિષ્યની ગુફાના ગર્ભમાંથી
રસના બુદ્ધદેવ કો પ્રગટશે,
ત્હારે ઉગશે દીકરીઓનો દિનમાણ.
ત્ય્હાં સૂધી આશા સૌ નિરાશા છે,
ત્યાં સૂધી રસમેધ માંડજો
ને મંહી બાલબાલાનાં હવિ હોમજો.
માતાઓનાં હૈયાં કાપી કાપી
ઓ લોક ! સન્તાન કય્હાં ધવરાવશો ?

યશ: પ્રેમ ને પ્રિયા ને પ્રીતમ—
ઓ સકલસંચારી રસદેવતાઓ !
જગતને ઘેલું કીધું ત્હમે.
ધો, દર્શન ધો, ને દાખવો દેવમાર્ગ.

પ્રમદા: (આભને જોતી તર્જની દાખવીને)

ઓ ઉગ્યો; પે—એલો, ન્હણે;
ક્ષિતિજને આરે, આભની પાનીએ.

(સહુની દૃષ્ટિધારાઓ દાખવી દિશે ઢળે છે.)

પે–એલો; ઉઘડતાં છોપચાં શો,
રસદેવની પગલી સરિખડો,
વડલાને મુગટે.

કાન્તિ: વડલાને મુગટે ?
એ તો છે જગતની લલાટપાંદડી ?

યશ: વિધાતાએ માંડેલા વિશ્વત્રિપુંડ્રની રેખા:
ચન્દનની આછેરી જાણે આડ.

રાજ: વ્યોમવિહારીએ વેરેલી રસપાંખડી.

કાન્તિ: હૈયાની કાતળી જાણે;
અન્ધારાની આંખ.
જગતસૌભાગ્યની રેખા જાણે પ્રગટી.

રાજ: કાન્તિ બ્હેન ! એ વડલે વસે છે,
ખરેખર ! સંસારનું સૌભાગ્ય.
આપણી દન્તકથા છે ને કે
એ વડલેથી જોગી આવશે
તે મન્દિર માંડશે ઓંકારનાં;
એ ઉઘાડશે અણદીઠાં અજવાળાં.

પ્રમદા: પણ આવ્યાં પાછળ અરુણનાં ત્રિશૂળ.
આ પરોવ્યો કિરણને ભાલે.

રાજ: ઝડપાયો ગગનવિહારી પતંગ શો.

કાન્તિ: જગતની જાણે કીકી હોલવાણી.
દુનિયા શેનાથી દેખશે ?

પ્રમદાઃ દુનિયા સૂરજથી દેખે છે ?
કે ચન્દ્રથી ?

કાન્તિઃ અજવાળે સૂર્યથી ને અન્ધારે ચન્દ્રથી.
અન્ધારઅજવાળની હોલવાઈ
આ તો આભની પ્રારબ્ધરેખા.

( અગાસીમાં અજવાળાંનાં પાથરણાં પથરાય છે.)

રાજઃ એ ગયો ને કહે છે 'જાવ.'
ચાલો જઈશું ?

યશઃ ચાલો ત્ય્હારે.

પ્રમદાઃ પડતા બોલનો જાણે પડઘો.
એક તાર બોલ્યો 'તું,'
તો બીજો તાર બોલ્યો 'હું.'
હજી કિયા ગઢ જીતવાના છે ?
યશદેવી લાધ્યાં એ ઓછું પડે છે ?

રાજઃ યશ તો છે મ્હારી જીવનજ્યોત,
સંસારગુફાની અમૃતદીવડી.
પણ ભાભી ! આત્માને ઉત્તર પૂછજો,
આટલે વર્ષે યે રસતૃષા છીપી ?
યશ તો મ્હારો રસચિન્તામણિ છેઃ
ચિન્તવું છું તે તે પામું છું.
યશદેવીની અવધો નથી મ્હારે.

'રસતૃપ્તિ' ને 'સ્નેહતૃપ્તિ' શબ્દ ઘડનારા
ઘમંડી વ્યાકરણાચાર્યો જુઠ્ઠા છે.

યશ: રાજ ! ત્હમારો તાગ ત્ય્હારે
ત્હેમાં નથી લાધતો કે મ્હને ?
ત્હમે યે અગાધ જ છો.
ઘમું–ઘૂમું છું હૈયાના જલમાં,
પણ આત્માના આરા નથી જડતા.

રાજ: આભના આરા એ આત્માના આરા;
પ્રભુની પાળો એ પ્રેમની પાળો.

કાન્તિ: ત્ય્હારે પરમે, રાસને રસચોકે.

રાજ: ત્ય્હાં તો દેવ ઉતરશે રમવાને.

(સ્હવારનાં જેવાં હસતાં હસતાં યશાદેવીને ભટ્ટરાજ જાય છે.)

પ્રમદા: ચૈત્રી પડવો, કાન્તિ બ્હેન !
પૂર્ણિમા જેવાં પ્રકાશજો હો !

કાન્તિ: મોકલશો ત્ય્હાં જઇશ, ભાભી !
ને દેહને વેચીશ દુનિયાને દરબાર.
ખરતાં ફૂલડાં કોણ ઝીલશે ?
પાંખડીએ પાંખડીએ પુષ્પો,
ધૂળની અંજલિઓ ભરશે.

પ્રમદા: (કાન્તિ કુમારીને હૈયામાં લઈ ચાંપીને)
જગતની સૌભાગ્યતારલી!
સૌન્દર્યસિંહાસનની કિરીટજ્યોત!
રસદેવની ઓ રસચન્દ્રિકા!
ઉગવાં ને આથમવાં એ તો
આયુષ્યનાં સ્હવાર ને સ્હાંજ.
વસન્તમાં કેસૂ વીણ્યાં ને વાવ્યાં,
ફૂલની રમતો રમ્યાં ને રીઝ્યાં,
જીવનના ગજરા ગૂંથ્યા,
તે ચોકમાં વેચવાને કાજ?
ઉછેર્યાં એ પરદેશ પાઠવવા?
વિયોગ એટલે વિશ્વની ગ્રીષ્મ;
જંગલને સૂકવે, આંબાને પકવે.
પરવાસે જજો, સુખી થજો,
પણ વીસરશો મા હો!
દૂરથી સુણીશું કોયલનો ટહુકાર,
ને રીઝીશું એને રસપડઘે.

કાન્તિ: તું તો જગતભાભી છો:
ત્હને વિસારે તે પોતાને વિસારે.

(આંબાડાળે વેલ લટકે એમ ભાભીને સ્કન્ધે કર ઢાળી ઢળે છે.)

પ્રમદા: અન્તરિક્ષના અદૃશ્ય દેવને વિનવી
સારંગી શાં ગણગણો છો, બ્હેન!
ગાઉં એ ત્હમારૂં 'એકાન્તનું ગીત?
રસતીર્થના રસિયાને આમન્ત્રણ?

ક્રાન્તિ: ગા એ આત્માનો પોકાર.

પ્રમદા: એ તો છે આત્મતીર્થનો ટહુકાર,
કુંજેકુંજે ને મંજરીમંજરીએ પડઘો પાડતો.

પુરના પરદેશી ! અમારે તીર્થ ય આવજો;
ઓ આતમદેશી ! આત્માને તીર્થે ય આવજો.

ગંગા નથી, સ્નેહગંગાનો ઘાટ આ
અમારે પગલે સુહાવજો:
પુરના પરદેશી !

જોગી–વૈરાગીની સાથે સન્દેશડા
પુણ્યાળુ ! પુણ્યનો કહાવજો:
ઓ તીરથવાસી ! આત્માને અર્થે ય આવજો:
ઉરના જગવાસી ! અમારે તીર્થે ય આવજો.

( જગતની બે રસજ્યોત સમી નણંદભોજાઈ
અગાસીમાંથી ઉતરે છે. )



# પ્રવેશ ૭ મો



**સ્થલકાલ** : અંમાસની મધ્યરાત્રીએ સાગરતીર્થનું સ્મશાન.

હિન્દુ: ભલ્લેરા ભગવાન !
તું છે ભલો એક ભવવનમાં.
કેવું હતું એ કારમું સ્વપ્નું !
ભ્રમણા ભૂલ અન્ધકારનાં ઇન્દ્રજાળ
દેહની પેઠે દેહીને યે
પડયાં છે આવરી—આચ્છાદીને.
પુણ્યઘંટાઓ ગાજે છે દેવમન્દિરોમાં,
પણ પાપનાં દુંદુભી ઘોરે છે
નગરનગરને ચોકેચોક.
સંસાર છાંડયો, સાગરગુફા વાશી,
પુર તજી પ્રકૃતિને ઉદ્યાને આવ્યો,
ચિત્તસાન્ત્વિની શાન્તિ ત્હો યે દોહિલી.

ઉરના ઓ અખંડ આરામ!
દિલના ઓ અમૃતદિલાસા!
અવનીને કીયે આરે ઢૂંઢું ત્હમને?

(પાછળ ભડકા)

પ્રથમ તો, ઓ સ્નેહેશ્વરી!
ત્હારી ઝંખનામાં નિદ્રા જ નાઠી.
શય્યામાંથી શૂળો વાગી,
ને ચાલ્યો શાન્તિની શોધમાં.
નથી જનતામાં, નથી નિર્જનતામાં
પ્રસન્ન આત્માની એ પ્રાણપ્રસન્નતા.
કુલકુલનાં ખંડેર શોધ્યાં–ને વર્જ્યાં.
નગરના મહેલોને ભોગળો ભીડી'તી,
હવેલીઓને ગોખ ભડકા ઉછળતા'તા.
સંસારમાં સ્મશાન દીઠું,
આત્માનાં નીર મેઘધારાએ નીતર્યાં.
દૃષ્ટિદેશ ભરી ઉભાં
દેશદેશના સંસારનાં સ્મશાન.
પછી વિજનતાને આ એકાન્તઆરે આવ્યો.
સાગરતીરે તો સૂનકારનું સામ્રાજ્ય છે.
મ્હારા ઝંઝાનિલને જંપ ક્ય્હાં વળશે?
પ્રાણમાં તોફાન ઘોરે છે,
જગત્સંગ્રામના શંખનાદ સુણું છું,
સૃજનનાં મહાજલ ચકવે ચ્હડયાં છે.
સંસારિયાના સર્વભક્ષી વમળોમાં

આત્મન્ ડૂબશે, કે તરશે ?
પૂર છે પ્રલયનાં સમોવડાં.

(સ્મશાનમાં ભડકા.)

તારકાવલિના ગહન તેજસન્દેશ ઉકેલતી
મ્હારી સંસારઆંજી આંખડલી
આકાશમાં અનિમિષ ઠરી રહીઃ
મહાશૂન્યમાં સૂની, ને આભમાં આભી.
ત્ય્હાં સ્વર્ગગંગાએ જલપાલવ સંકોર્યો,
ને મહીંથી પ્રિયતમ ! તું પ્રગટીઃ
જાણે સૃજનની સૌન્દર્યલક્ષ્મી.
અમૃતના સરોવર સમો મુખચન્દ્ર,
સુભગ ઇન્દ્રરંગ તરવરતા
સદ્ભાવ પ્રફુલ્લ કપોલફૂલડાં,
પ્રેમની પીંછીથી કોરેલા
થનગનતા આંખલડીના મોર,
આનન્દની ઉષા સમી ત્હારી દેહકલાઃ
સ્વર્ગસોહામણી એ અદ્ભુત રસમૂર્તિ,
દેવોની દિવ્યતા સરિખડી,
મુજ આંખલડીને આરે ઝબૂકી રહી.
એક ગુલાબની અનેક પાંખડી ઉઘડે,
એક મણિમાંથી અનેક કિરણો તરવરે,
પ્રાણેશ્વરી ! ત્હારાં યે અમૃતઅજવાળાં,
દેવવીજળીઓના ઝબકારા જેવાં,
દિશાવનમાં એમ ઝળહળી રહ્યાં.

( ભડકાઓમાં નેપાળી જોગણ. )

તારિકા સમી તેજસ્રોતસ્વિની આંખલડીના
અનન્તરશ્મિ રસફૂવારામાં માણતો
આત્મા મુજ અન્તરે ઢળ્યો,
ને તન્દ્રાની સમાધિ લાધી.
ફૂલછોડમાં વહેતો પવન વિરામે,
ત્હારા ઉરભાવ ઉકેલતો આત્મન્
એમ વિરામી ગયો.
પ્રિયતમે ! એ તો અવળું ઉતર્યું;
આરામ તો ઉલટા નીવડયા,
સ્નેહ આશ્રમી શયતાન જાગ્યા.
સખિ ! શું એ ભયંકર સ્વપ્નું ?
કેવી પાપપુંજની એ સૃષ્ટિઓ ?
કેવા ભૂતાવળના એ રાસ ?
જગત નહિ, જહન્નમ હતું તે.
જગત તો છે આત્માનું કલ્યાણતીર્થઃ
આ તો હતાં વિનાશનાં વમળો.
નથી નિરખ્યાં, ન નિરખશો
કોઇ એવાં અમાનુષી સ્વપ્નાં.
—પ્રિયે ! સ્વપ્નાં સાચાં હશે ?
એ અસુરસમાજનાં ઇન્દ્રજાળો,
એ શયતાનપરિવારનાં નાટકો,
એ પિશાચલોકના પડછાયા,
સાચ્ચા હશે એ સ્વપ્નાંના સંસાર ?

અમાસની આ ઉભરાતી અન્ધારભરતીમાં
બ્રહ્માંડના પ્રકાશ બૂડેલા છે,
સંસારની સોહામણી પ્રભુતા
તેમ ડૂબી હતી તિમિરપૂરમાં.
એકાકી તમોધન ઉભો હતો
અન્તરિક્ષની ગુફાઓ ભરી ઉછળતો.
શાં દિલદાહક એ દર્શન !
સુખજીવનના તુજ આભાસમાં, ઓ દેવિ !
એવી કાજળકાળાશ ક્યહાંથી ?
આત્મા એ અગ્નિમાં પ્રજ્વળી ઉઠયો;
ને ખાંખે ન રહી ખાખીને કાજ.

( વિશાળ ચિતા સમાન પાછળ ભડકા; મહીં જોગણ પટ ઉતારેછે. )*

આત્મનૂસખિ ! એ સ્વપ્નું જ હજો !
સાચને એના ઓળા યે મા અડશો.
શા એ દાનવોના મન્દિરમહોત્સવ !
સ્વપ્નલોકની શી એ નિગૂઢ તમિસ્રા !
જાણે દેવિ ! પ્રેરણાએ પાંખ દીધી,
તેજલોકે આંખ આપી,
ને બેઠો હું ઉડીને
દેવનિવાસ હિમાદ્રિશૃંગને કિરીટે.
આકાશની અઘોર ઝાડીઓ
આસપાસ વિશ્વ ભરી વિસ્તરતી,
ને વચ્ચે ઉભો'તો શિખરનો હિમમિનાર.
ફરતો દુઃખનો મેઘાડમ્બર ડોલતો.

કેવું હૃદયવિદારણ હો ! એ દર્શન ?
ઉત્તરા ખંડની છમાસિક રજનીની રેલ
સારા જગત ઉપર ત્ય્હારે રેલાતી દીઠી.
પૃથ્વીપડનાં માનવસર્જ્યાં નરક
મુખ વિકાસતાં નિહાળ્યાં.
મધ્યાહ્નનમાં જામતી મધ્યરાત્રી,
ભર્ગવન્તા ભાસ્કરોનાં ખગ્રાસ ગ્રહણ,
પૂર્ણિમાઓને આચ્છાદતી અમાવાસ્યા,
બ્રહ્માંડવાસી બ્રહ્મને યે નચાવી
અન્ધારપછેડો ઓઢાડતી યોગમાયા:
એવું એવું ભાળવાનું ભાગ્યમાં ઠર્યું.
દિશદિશામાં દીઠાં ત્ય્હાં
દુઃખ પાપ દુર્ભાગ્યનાં પ્રફુલ્લન,
મનુષ્યની શયતાનિયતનાં મહાભારત.
વિધિલખ્યાં સૌભાગ્ય માનવી ભૂંસે,
પ્રભુદીધી પ્રભુતાને ભસ્મમાં ભારે,
એવાં જોયાં સંસારનાં જાળાંઓ.
રસસરવાણીઓ શોષાઈ જતાં,
સૌન્દર્યફૂલડાં દહાઇ પડતાં,
ચેતનને ચ્હડયાં'તાં મૃત્યુનાં ઘેન.
પાપની પદાવલિ આંધીપાંખે નિરખવી,
દૂરપાસેના દુઃખવાયુની આરત
આંધ્યે હાથે સાંભળવી,
એવા હતા મારા બ્રહ્મલેખ.
પિશાચલોકના પાપતાંડવ,
ભૂતસંઘના વિશ્વભયંકર આનન્દરાસ,

તિમિરસૃષ્ટિના વિલાસસાક્ષી થવું
એવો નિર્માયો’તો મ્હારો ભાગ્યમન્ત્ર.
કુમળાં કમળોને ભ્રમરો દંશ દેતા,
મહાવિકાળ વિરૂપા કો હેડંબાઓ
કમલને–કોકિલને ચાવી ખાતી,
પ્રભુકલિકા શી કુમારિકાઓને
દૈત્યસમાજ નરમેધમાં હોમતા,
અજવાળિયાંની અમીજ્યોત ચન્દ્રકલા શી
કલાખીલતી મુગ્ધાઓનાં સુધાસ્રોતમાં
જોગણીઓ યક્ષણીઓ ડાકણોનાં જૂથ
સ્નાન કરતાં, મેલ ઉતારતાં,
નવવધૂનાં કાળજ કાપી કાપી
અઘોરીઓ એની રૂંઢમાળ પહેરતા.
બ્રહ્માંડતીર્થની પવિત્રતાના તપોવનમાં
વિહરતી અનિયન્ત્રિત અપવિત્રતા,
પુણ્યદેશમાં પાપનાં મન્દિર,
મનુષ્યની મંગલતાના ચન્દનચોકમાં
મંડાતા અમંગલતાના કાજળસાથિયાઃ
નયન માંડી મ્હેં નિહાળ્યાં.
નિરખ્યાં–નીતરતી આંખડીએ નિરખ્યાં.
દુનિયામાંનાં એ દોઝખ.
હૈયાહૈયામાં બળતી શગડીઓ,
કુલકુલમાંની ન્હાનીમ્હોટી હોળીઓ;
મહેલવાસી આત્માઓનાં શતખંડ ખંડેર,
રસોદ્યાનોમાંનાં પ્રેમનામી પાપઃ

દેહના ચળકાટસ્હોતા ઉરના અન્ધારઃ
સૌન્દર્યવર્ણી વિલાસરંગીલી પાપિણીઓઃ
બુદ્ધિબાહુલ્ય વાક્ચાતુર્ય સંસ્કારિતાના
સ્વાંગધારી નરપિશાચ પાપિયાઃ
વિશ્વનો વડલો એમ
દાવાનળમાં સળગતો હતો.

માનવીને દેહવૃક્ષે છિદ્રો છે,
સંસારનાં અંગોઅંગ ઉપર
એટલાં છે છુંદણાના ડાઘ.
જગતભરમાં ભભૂકતી હતી એવી
જ્વાળામુખીની મહાજ્વાલાઓ,
વ્યોમ ભરી વિષ ઉછાળતી વરાળો.

( ચિતાનો છલ્લો વિશાળ ભડકોઃ જોગણ ચિતા ઉપરથી ઉતરે છે. )

**જોગણઃ** મ્હારી અતીન્દ્રિયો ભસ્મ થઇ આજ.
હાશ ! અગ્નિસ્નાને હું શુદ્ધ થઇ.
પંચેન્દ્રિયોની પાંચે પાંખો
પંચાગ્નિની જ્વાલાઓમાં પરિશુદ્ધી;
અતિશયતાનાં ઓઢણાં ઉતાર્યાં,
વાસનાનાં વિષાંકુર પ્રજાળ્યાં.
પ્રભુવેદી ઉપર લોકયજ્ઞની હું આહુતિઃ
લોકને કાજે બળી લોકને ઉદ્ધારીશ.
પાપપાવની મ્હારી અમાવાસ્યા !
ત્હારાં અન્ધારવાદળ કેવાં ઝૂક્યાં છે !
મ્હારા અન્ધકારે ઉતારીને ઠાલવ્યા
અન્ધકારના તુજ મહાસાગરમાં.

એ કાજળઢગ પણ ધોવાશે,
ને પ્રભાતે ભાલમાં પીયળ પીળાશે.
મ્હારી અમાસમાં સૂર્ય ઉગ્યો,
વિશ્વવાંચતું દેવલોચન પ્રગટ્યું.
યોગસિદ્ધિઓના મહાલયનાં મણિદ્વાર
ઉઘડયાં મ્હારે કાજ.
જ્વાલામાં જલી ગઈ આજે
દેહ ને દેહીની બન્ધનગ્રન્થીઓ.
શરીર ને આત્મા છુટાં પડયાં;
દેહની સીમાઓ દેહીને નથી હવે.
સવિતાના સર્વત્રગામી કિરણ શો
આત્મા આકાશોમાં ઉડશે.
આત્મા–પરમાત્માને અન્તરિયાળ
બન્ધાયો મ્હારે યોગસમાધિનો સેતુ.
સ્થલ કાલ જડતાના
અભેદ્ય ગહન ઇન્દ્રિયપર પટાન્તરો
સન્કેલાયાં સિદ્ધિદંડના ઇલ્મથી.
પણ આત્મન્ ! જાળવજે હો !
સિદ્ધિવૈભવે વૈરાગ્યને અભડાવતો મા.

હો !–ઓ ! દુઃખનો દિલાસો એક યોગીનો અંચળો;
હો !–ઓ ! પ્રારબ્ધનો પાસો એક યોગીનો અંચળો.

જે કાન્ત છે કેસરીનો સુવર્ણ,
સંસારનો જેહ હિરણ્યવર્ણ;
જે વિશ્વમોહવતું સુન્દર સૂર્યતેજઃ
યોગી જનનો સહુસુભગ તે બ્રહ્મવર્ણો જ ભેખ.

હો !–ઓ ! સંસારની શાન્તિ એક યોગીનો અંચળો;
હો !–ઓ ! આત્માની કાન્તિ એક યોગીનો અંચળો.

( કમંડળું લઇને ચિતાને પ્રોક્ષણ કરે છે, સાગર ભણી વળે છે. આઘેથી નિરખીને )

અહો !–અરે ! કોણ ? યુવરાજ ! અત્ય્હારે ?

ઇન્દુ: (પોતાની જ ધૂનલીન)
એવે ચૂંથાતા પુષ્પના પરાગ શા,
ઢોળાતા રસની છાંટો શા,
દળાતા આત્માની વેરાતી રજ શા,
આઘેના રુદનના તૂટેલા સ્વર,
રડતી કોયલના મન્દ્ર કૂજન સરિખડા,
તિમિરવન ભેદતા તરતા આવ્યા.
વ્રતોપવાસિની કો યોગબાલા
ભિક્ષામન્ત્રે વિનવતી હોય;
પરલોકવાસી પ્રિયનું કો સુન્દરી
સ્મરણશેષ સ્નેહગીત ગાતી હોય;
નિરાશાને પીંજરે પડેલી આશા
નિશ્વાસ ઢાળી ડસકાં ભરતી હોય:
અનિલે આવી એવું કહ્યું.
ક્ષિતિજ પાછળથી સન્ધ્યાના ભભૂકા ઉઠે,
એવા હતા ધીરા ને ઊંડા
રુદનના એ નિશ્વાસ.
બ્રહ્માંડ જાણે 'હાય' ઉચ્ચરતું'તું.
હાથ સાંકળેલા હતા,
પાંખ બાંધેલી હતી વિધાત્રીએ.

વિધિબન્ધો એ છોડવા મથ્યો,
સંસારશૃંખલાઓ તોડવા મથ્યો,
વિધિયોગ સંજોગબલ ને આત્મબલનો
સૃષ્ટિજૂનો સંગ્રામ જામ્યો.
બ્રહ્માંડતત્વોના દુર્ગ સ્હામે
માનવજન્તુ કેટલુંક ઝૂઝશે?
ભવસાગર જીત્યો ને હું હાર્યો.
ગગનની ગુફામાં ઊંડેરું નિહાળ્યું,
રુદનની દિશામાં દિલને પ્રેર્યું,
ને પાઠવ્યા અન્તરના આશીર્વાદ.
નથી–નથી ઓળખતા સંસારીઓ
દુનિયાવાસી દેવદેવીઓને.
કાળી ઝાડીઓના ઝુંડમાં,
કાળાં કુસુમોના વેલમંડપમાં,
કાળા ભ્રમરોના ઘટાઘેરમાં,
કાળી તમિસ્રાનાં અમ્બર ઓઢી—
આનન્દમૂર્તિ! પ્રકાશપ્રકાશિની!
અમૃતપૂતળી ઓ કાન્તિકુમારી!
એવા કરુણ રવે તું કાં રડતી'તી?
સુન્દરીનાં સીતાજી સરજ્યાં પ્રભુએ,
રાક્ષસે પૂર્યાં સતીને અશોક વનમાં.
ત્હારી આંખડલીમાંથી આત્મા નીતરતો,
કીકીકાજળમાંથી વરસી જગતને કાળું કરતો.

**જોગણ:** **शुक्लकृष्णे गती ह्येते**
**जगतः शाश्वते मते:**

સન્ત જન એક છે હરિનો યુવરાજ.
યુવરાજ ! ઓ જગતના યુવરાજ !
એક જ છે સૂત્રધાર
કિરણો જેટલાં કોટ્યાવધિ બ્રહ્માંડસૂત્રોનો;
ને એ જ एकमेवाद्वितीयम् છે
શ્રદ્ધાળુઓનું પરમ શ્રદ્ધાનિધાન.
નીતરતે નયણે ત્હમે નિરખ્યો
એ તો છે વિરાટનો અઘોર રાસ.
ગાંડીવધન્વા યે કંપ્યો'તો
कालोस्मिનાં એ વિરાટદર્શને.
અન્ધારિયાં ને અજવાળિયાં,
પ્રકાશ ને પડછાયાની પરંપરાથી
ગુંથાઈ છે આ સંસારની ભૂલભૂલામણી.
તેજના મહાસાગર ભણી જૂવો !
સાધુતાના સિન્ધુજલ નિહાળો !
આકાશનો અન્ધારઆછો ચન્દરવો,
ને એ ચન્દરવાની ચાંદણીઓમાંથી
પ્રભુતાનાં પ્રગટતાં પરમ ભર્ગઃ
નથી—અણુ માત્રે નથી
બ્રહ્મવિહોણું બ્રહ્માંડ,
કે તેજવિહોણો અન્ધકાર.
વસન્તમાં યે અમાસ તો ઉતરે છે;
પણ અમાસઅમાસને ઓઢણે યે
નિરનિરાળી છે ચન્દેરીની ભાત,
ને પ્રભુપ્રભાની ઝગમગતી તારાટપકી.

અનુભવને ન અનાદરો, યુવરાજ !
અનુભવ છે ઉર્ધ્વગામીના આધાર.
દિવસ ને રજનીનાં બ્રહ્મશાસ્ત્ર—
—પણ કોને ઉદ્‌બોધું છું હું આ ?
શિલાને કે શિખરને ?
નિર્વાક ! નિશ્ચેતન ! નિરાત્મન્ !
કોને સંભળાવું છું આ શબ્દસન્દેશ ?
અમાસની આ અન્ધારઅટવીમાં
ભૂલો પડ્યો છે બ્રહ્માનો બ્રહ્મકુમાર.
લોચનની કીકીકીકીમાંથી
ડુંગરના દવ ભડભડે છે.
મ્હારા સનાતન ગેરૂરંગોથી
હોલવું એના એ આત્મનૂભડકાઓને.

( માથે કફની ઓઢાડી દોરી જાય છે. )

જૂવો ને જાણો, ઓ જગતના લોક !
સ્મશાનની સીમમાં યે શાન્તિ નથી
સંસારના મહાજ્વાળામુખીઓની.

હો !—ઓ ! દુઃખનો દિલાસો એક યોગીનો અંચળો.



## પ્રવેશ ૮ મો



સ્થલકાલ : આનન્દસરોવરની કુંજોમાં અજવાળી બીજનો ચન્દ્રોદય.

રાસમંડલી: ભગવાન રાસેશ્વરનો જય !

( ઈન્દુકુમાર ને જોગણ આવે છે.

જોગણ: पुष्णामि चोषधिः सर्वाः
सोमो भूत्वा रसात्मकः
દેહ ને દેહીની ઔષધિઓમાં
સંજીવન એ સોમાવતરણનાં સીંચેલાં છે.
અમૃતપુરના અમૃતાધિકારીઓ !
એ રસ પીઓ ને પાવ;
ને માત્રા વિસારતા મા.

દેવ: રસ–લીલા–રમણાથી સાધો, રસસન્તાન !
પ્રાણ ને પીંડનાં આરોગ્યઃ
પણ આત્માના ઉજાસને
ઓછાયે યે અભડાવશો મા.

**યશ:** આજ રાસ કોણ ઉપાડશે ?

**કાંચન:** વસન્ત ઉપાડશો, ઓ–હો,
ત્હમે લજ્જાળાં લાજતાં હશો તો.
કોયલ હોય તો જ વન બોલતાં હશે ?

**વસન્ત:** ત્હારૂં જ ગીત ગાઉં, યશ !
રોજ અગાશીએ ઉભા છ
અલબેલી આંખડીએ વસન્તી વાધામાં તે.

( રાસમંડળી રાસચક્રમાં ગોઠવાવા માંડે છે. )

**રાજ:** માજી ! યોગીને પગલે પુણ્ય છે;
પધારી પાવન કીધાં અમને.
સંગાથે સ્નેહી સાધુને ય લાવ્યાં છો ને ?

**જોગણ:** યુવરાજ તો યાત્રાળુ છે જગતના;
મુજ સરિખડા યોગપન્થ પ્રવાસી છે.
આ એમનું બ્રહ્મચર્યનું વર્ષ છે.
અમૃતપુરને આંગણે હમણાં
અતિથિ છે અમૃતજલના.
–આવો, બ્રહ્મકુમાર ! ને નિરખો
પ્રેમની પ્રેરણાઓ સમોવડાં
અમૃતપુરનાં સન્તાનોની રસરમણા.
રસબ્રહ્મચર્યને ધર્મમાર્ગે
સંસારનાં ઉદ્ધાર ને કલ્યાણ.

**રાજ:** પધારો ને ખેલો, કુમાર !
ઉજળી બીજનાં મીઠડાં મટકાંમાં.

( રાજા રાસમંડળમાં પરોવાય છે, જોગણ સુન્દરીસમાજમાં ભળે છે.
ક્ય્હારેક ઘૂઘરિયાળા રાસદંડ, ક્ય્હારેક પૃથ્વીધૂમણ શી રસફૂદડી, ક્ય્હારેક કુંજગાજતી રંગતાળી, ક્ય્હારેક પ્રણયપ્રણામ: એમ વિધવિધના અંગહિન્ડોળે ડોલતી રાસમંડળી વિધવિધના રાસહિન્ડોલ આદરે છે.

કદંબ નીચે ભરી ભરી કુંજમાં એકાકી ઉભેલો ઈન્દુકુમાર આઘેથી રાસ નિહાળે છે.

વેણુ માત્ર વાગે છે, રાસ જામે છે. )

**વસન્ત:** સખિ ! આજે મૃદંગચંગ સાજે
કિરીટ શીર્ષ છાજે વિરાજે વસન્તના.
વેણુ વાજે, સ્નેહ પાજે;
ત્હારે કાજે કુંજ ગાજે;
સખિ આજે વિ૦ ધ્રુવ.

બેઠી બાલા વિશાલા ઉમંગમાં;
વાટ જોતી કપોતી શી અંગના;
પન્થ ભાળે–નિહાળે છે કન્થના
હસન્ત આ દિગન્તમાં:

વેણુ વાજે, સ્નેહ પાજે;
ત્હારે કાજે કુંજ ગાજે:
સખિ ! આજે વિ૦

**ઇન્દુ:** (સ્વગત) આ તો જાણે વ્રજ ઉતાર્યું,
કે કૈલાસકુંજો આણી અમૃતપુરમાં ?
રાસરસિકોનું પ્રત્યેક રસયુગલ
તો જાણે અર્ધનારીશ્વરની રસમૂર્તિ.
કલ્યાણ કરજો નટવર ને નટેશ
સર્વ મંગલ રસોપાસકોનું.

( ગાતી ને સહુને ફૂલડે વધાવતી પાંખડી આવે છે. રાસમંડળી એનું ગીત ઝીલે છે. વસન્ત માત્ર એક મેઘમન્દ્ર ઢોલક વગાડે છે. )

**પાંખડી:** જગમાં વાગી વ્હાલપની વાંસલડી જો !
પુણ્ય ફળ્યાં પૂર્વજનાં સખિ ! મ્હારે ઓરડે.
સસરા મ્હારા દિનઉગમતા સૂર્ય જો !
સાસૂજી સ્હવારની કુંકુમવાદળી.
જેઠ મ્હારા મહાજનના મ્હોડવિયા જો !
જેઠાણી સંસારની રૂમઝૂમ વ્હેલડી.
દીયર મ્હારા સોળ કળાના ચન્દ્ર જો !
દ્દેરાણી એ ચાંદલિયાની ચન્દની.
નણદલ મ્હારાં ફૂલફૂલ્યાં ફૂલવાડી જો !
નણદોઇ એ વાડીના રસિયા રાજવી.
વીર મ્હારા અર્જુનના અવતાર જો !
વીરી મ્હારી સુખદુઃખશોભિત જાનકી.
કુંવરી મ્હારી આંબાડાળની કોયલ જો !
કુંવરો મુજ આંબલિયે રમતા મોરલા.
પિયુજી મ્હારા ભવસાગરનું નાવ જો !
એ નાવે હું અજબ સુકાની અલબેલડી.
ઘર મ્હારૂં પ્રભુભર્યું પરમ મન્દિરિયું જો !
ભાંડુ મુજ પ્રભુજીની પ્રગટ લીલાકલા.

(ઘડિયેક રાસમંડલી માત્ર હીંચનીજ હમચી ઘૂમે છે.)

જગમાં વાગી વ્હાલપની વાંસલડી જો !
પુણ્ય ફળ્યાં પૂર્વજનાં સખિ ! મ્હારે ઓરડે.

ઈન્દુ: (સ્વગત)

સ્વજનથી યે સન્તાવાંનાં !
સ્નેહઝરણાંનાં સંગમ આડી
પોતે જ માંડવાની પર્વતપાળ.
પાળીશ—પ્રાણ પડતાં યે પાળીશ
ગુરુદેવ ! ત્હમારો વર્ષભરનો બ્રહ્મચર્યાદેશ.
સ્વજન સન્મુખ સન્તાવાનો માસ,
કુંજના સાન્ધ્ય પડછાયા શો,
વર્ષ થઇ હૈયે વાગે છે;
કુળની દ્વાદશવર્ષી જેવડાં લાગે છે
બ્રહ્મચર્યના આ બાર માસ.
ઉગવાનો કે આથમવાનો આ અવસર ?

(ભટ્ટરાજ ઈન્દુકુમાર કને આવે છે.)

ફૂલડાંકુમારી તો છે ફૂલમ્હોર્યો કદમ્બ,
ને ગીતટહુકો તો જાણે મંહીની
કૃષ્ણચન્દ્રની જગન્મોહિની બંસરી.
ઠીક વસાવ્યું છે ત્હમે યે આ વૃન્દાવન.

રાજ: પણ અમૃતપુરની ગોપાંગનાઓ
કુલગોપની છે સહધર્મચારિણી;
દમ્પતીઓ બેલડીએ જ પધારે છે
આ અમ રસયમુનાને ઘાટ.
પરણેલાંને એકલડાં સત્કારતો નથી
અમારો આ રાસસંઘ.

કુમારાંને સાધુઓ પ્રવેશાવે રાસમન્દિરે
નેત્રને નિર્મળાં પારખી-પારખીને.

( રાસચોકના બીજા ભાગમાં )

જોગણુ: રાસેશ્વરનાં રસસન્તાનો !
નૃત્યનું ગીત સુણ્યું છે ?

કાંચન: (પાંખડીને)
રાસમાં ભેખ શો વળી આ ?

પાંખડી: ના, કાંચન બ્હેન ! છણુકા શા એ ?
દેવ કહેતા હતા કે
કફની નીચે ય માનવી છે:
ને યોગ તો સૌને સાધવો ઘટે,
સંન્યાસ તો સૌને ય શોભે:
પંચ વર્તમાન પાળે-પળાવે એટલો.

યશા: ના માજી ! ગવરાવોને ત્ય્હારે:
નથી સુણ્યું અમે એ ગીત.

જોગણુ: ગાવ, પુત્રીઓ ! ગાવ,
નૃત્ય તો સૃજનનું છે.
સૃષ્ટિ અને સૃષ્ટાની વિશ્વનિયમાવલિના
તાલ અનુસાર જીવવું એ મહારાસ:
રસેશ્વરની રસોર્મિએ જીવન ઝીલવાં.
ગાવ એ સૃજનપ્રલયનું ગીત.

નીર ડોલે, નીર ડોલે, સૃજનનાં નીર ડોલે રેઃ
નીર ડોલે, નીર ડોલે, પ્રલયનાં નીર ડોલે રે. ધ્રુવ

નેહે જગમાત કેરી આંખડી રે ડોલે;
ડોલે હરિ લક્ષ્મીજીને ખોળેઃ
સૃજનનાં નીર ડોલે રે.

શેષ કેરાં મણિ ડોલે, સાગરતરંગ ડોલે;
ડોલે બ્રહ્મા પદ્મને હિન્ડોલેઃ
સૃજનનાં નીર ડોલે રે.

નિરખી જગનાથ કેરાં હઇડાં હસી રહ્યાં;
મૂક્યું નૃત્ય તે દિને ભૂગોલે;
સૃજનનાં નીર ડોલે રે.

નીર ડોલે, નીર ડોલે, પ્રલયનાં નીર ડોલે રે.

કાન્તિઃ માજી ! આ શાં ગાયાં– ગવરાવ્યાં ?
સૃજનપ્રલયનાં નીર એક હશે ?

જોગણઃ એ જ પરમ સત્ય, વત્સે !
મૃત્યુ એટલે અમૃતનો ઘૂંટડો પીવો.
બેટા ! હમણાં રાસ રમ,
જ્ઞાનગોઠડીમાં રસરમણા રહી જશે.

( જોગણ ઈન્દુકુમાર ભણી વળે છે.)

કાન્તિઃ (સ્વગત)
મ્હારા નાથ ! મ્હારો કાન્ત !
બીજના આ ચન્દ્રધનુષ્ય સરિખડો

ઉગ્યો ને આથમ્યો જીવનાકાશમાં.
સૃજન ને પ્રલય મ્હારે એક થયાં.

( ભદ્દેશરાજ ને ઈન્દુકુમાર જોગણ કને આવે છે. )

જોગણ: વર્ણાનાં બ્રાહ્મણો ગુરુઃ;
એમ આશ્રમ માત્રનો પાયો ગૃહસ્થાશ્રમ.

રાજ: ને રસબંસીને અનહદ નાદે
ગૃહસ્થાશ્રમની પદતાલી તે રાસ.

જોગણ: કલ્યાણ થાવ પુત્ર! ત્હમારૂં.
સંસારિયાંની સરલ
પુણ્યના પ્રકાશ ઉકેલે છે ગહન.
સંસારની રસબંસરી પુણ્યગીત ગજાવે
એટલું સંભાળવાનું છે સાધુઓને શિર.

રાજ: રસનો પરમ સાગર પાથર્યો છે,
પણ સદ્દાની માઝાવન્તો.
રસહિન્ડોલે યૌવન ડોલે છે અહીં,
પણ પ્રધાનતઃ પવિત્રતાની ઉર્મિએ.

જોગણ: રસમાં છે રાસની પ્રેરણા,
ને પુણ્યમાં છે રાસની પાળ.

રાજ: સહુ પોતપોતાને જ સાચવે છે.
છતાં સંસારની સંયમપાળો સારી.
દર્શનમાં દેવ ને રસવાર્તામાં વસન્ત છે

સ્નેહશોધન્તાં કૌમારાશ્રમીઓનાંઃ
પણ અડવાનાં અગ્નિ દઝાડે,
માટે સ્પર્શનિષેધ છે વિજાતિઓનેઃ
એકાન્તની શયતાનભૂતાવળ ભમાવે
માટે દૃષ્ટિઅતિક્રમની છે બાધા.

ઇન્દુઃ એકાન્તમાં તો ઇશ્વરના છે આવાસ ?

રાજઃ સાધુતાનાં લોચન હોય ત્હેમને,
સપ્તરંગી સંસારને નહિ.
દુનિયામાં દેવ છે દુહોયલા,
ને શયતાન છે સ્હોયલો.

જોગણુઃ સંવનનકાલે ગુરૂજનનો દૃષ્ટિઅતિક્રમ
સ્નેહનાં સાધુઓને છે નિરર્થક,
કામનાં પૂજારીઓને છે પાપદિશા.
ઉષ્મા સેવી–સત્કારી દાઝવું નહિ
અગ્નિહોત્રની એ પરમ અગ્નિચર્યા.
સંસ્કારની પુણ્યભાવ સુઘડતા
ને સત્સંગની પાવનકારિણી સંયમપાળ
એ જ છે યૌવનની લગામો.
બાકી તો आत्मैव ह्यात्मनो
बन्धुरात्मैव रिपुरात्मनः

રાજઃ પણ દાઝવાની બીકે
અગ્નિ જ ન પ્રગટાવવા
એમ તો નહિ ને ?

**મોગણુ:** તો તો લૂંટાવાની બીકે
　　યાત્રા જ ન આદરવાની.
　　એવી હોય કાંઈ અવળી આણ ?

**ઇન્દુ:** પણ રાજ ! કહેશો ?
　　ત્હમારી કુંજે લગ્ન એટલે શું ?

**રાજ:** ( હસતાં )
　　લગ્નની જિજ્ઞાસા જાગી:
　　બ્રહ્મચર્યવ્રત ટકશે બ્રહ્મચારીનાં ?
　　માજી ! ભૂલ સુધારજો. સાંભળો.
　　સતિયાંના સંવનનનો પરિપાક તે લગ્ન:
　　રસોપાસકોની સ્નેહદીક્ષા તે લગ્ન:
　　ગુરુજન કે સખીજન સમક્ષ
　　બ્રહ્મચર્યસોહન્તાં બ્રહ્મસન્તાન
　　પ્રેમપ્રતિજ્ઞા લઇ સંસારવ્રતને વરે
　　એ અમારી અમૃતકુંજે લગ્ન.
　　દેવવિધિ કે દેશવિધિ એ બાહ્યાચાર,
　　આત્મનૂવિધિ એ જ લગ્ન.
　　એ અવસરથી તેઓ અખંડ લગ્નવ્રતિયાં;
　　પછી તે કૌમારનિયમાવલિથી પર.

**મોગણુ:** ને પે–એ–લાં કાન્તિદેવી:
　　કુમારિકા છે, કે સંસારિણી ?

**રાજ:** કપરો પૂછ્યો પ્રશ્ન,
　　જલના રંગ જેવો.

દેહદેશે કુમારિકા છે,
આત્મદેશે છે સંસારસોહાગણી.

**જોગણ:** એમ જ, ભટ્ટરાજ ! એમ જ.
પુણ્યનાં પુષ્પોનાં સ્નેહલગ્ન
નથી વિધિ કે નથી વિલાસ.
પ્રેમભાવનું રસગૂંથણ એ લગ્ન,
આત્મામાં આત્માની રસપ્રતિષ્ઠા એ લગ્ન.

**રાજ:** રસરાસમાં સદ્ધર્મસ્થાપના તે ગૃહસ્થાશ્રમ.
—ને માજી ! ધર્મ એટલે શું ?
સંપ્રદાયો ?

**જોગણ:** આખાં–ભાગ્યાં એ યે છે નાવખંડો
આ મહામોજ સંસારસાગરતરણનાં.
મધ્યજલમાં એકલબાહુએ તરવા કરતાં
કાલજીર્ણ હલ્લેસાંનો આધારે શો ખોટો ?
બાકી તો પુણ્ય ને પ્રભુ,
દેવ ને દેવજીવન તે ધર્મ.
પન્થ એટલે પાણિયારાંનાં પાણી,
ને સંપ્રદાય એટલે ખોબલામાંનાં પાણી;
ઢોળાઈ ઢોળાઈ જતાં યે
પીધે કંઈક તૃષા ઠારે.
મહાસાગર મ્હારા ખારા,
ને મેહુલા આવે આઠે માસે !
—પણ સાંભળો–સાંભળો, સોહાગિયાં !

અન્તિકુમારીનો રસહીંચકો.
ગગનમાં ગાજતી કોયલ બોલે છે;
સુણો એ બ્રહ્માંડભેદી ટહુકાર.

વસન્તઃ જીવનઝૂલે ઝૂલન્તાં પૂર્વે
દેવી શાલ ઓઢાડે છે યશરાણીને.

રાજઃ સહિયરનું સલૂણું એ સખ્ય.

( રાસમંડલે અન્ય દિશામાં )

વસન્તઃ યશ બ્હેન ! ગાવ એ કાશ્મીરી શાલ.
નાથે શાલ ને ગીત બન્ને આપ્યાં;
બતાવો જગતને.

યશ. એ માંથી શું દીઠું નથી સંસારે
કે દેખાડતાં શરમાઉં ? નિહાળો.

હું તો ઓઢું—ઓઢું ને સરી જાય રે
મ્હારી કાશ્મીરી શાલ.
મ્હારૂં હૃદય ઢાંકું એવી બતાવ, સખિ રે !
કોઈ લાજવણુ શાલ. ધ્રુવ

ધારી ઝોળી એક યોગીરાજ આવિયા રે લોલ;
મ્હેં તો છાતી પર ઝુમ્ખણાં પડાવિયાં રે લોલ;
મોંઘા ભિક્ષામન્ત્ર મનડે જડાવિયા રે લોલઃ
પછી ઓઢવા ખરીદી આ રસાલ
મ્હારી કાશ્મીરી શાલ.

મ્હારૂં હૃદય ભરાયું અને વાધ્યું રે લોલ;
મ્હારી ચોળી કેરાં બન્ધનો હરાવવું રે લોલ;
મ્હારા સાળુડાનું પોત તો આછું હતું રે લોલ:
પછી ઓઢવા ખરીદી આ વિશાલ
મ્હારી કાશ્મીરી શાલ.

મ્હારે હૈયે બ્હેન ! શાલ ન આવી રહે રે લોલ;
મ્હારી લાજ કેરાં ચીર તે લેતી વહે રે લોલ;
રખે ઉરલેખ લોક કો વાંચી લહે રે લોલઃ
મ્હને ગૂંથી આપ, રાજવણ બાલ !
એક અદ્ભુત શાલ.

મ્હારૂં હૃદય ઢાંકુ એવી બાબત, સખિ રે !
કોઇ લાજવણ શાલ.

કાન્તિ: યશ ! મેઘ ગર્જશે ને વર્ષશે,
વીજની વેલડી નર્તશે,
ઉરઆકાશે રસઘટા જામશેઃ
વર્ષા વાળી પાછી નહીં વળે.
ઉભરાતાં અન્તર સાગર શાં ઉછળશે,
ઢાંકયાં નહિ ઢંકાય.

યશઃ ગાવ ત્હમારો હીંચકો, કાન્તિ બ્હેન !

કાન્તિ: ના, ના, નહિ–લે.

(યશાના ભુજપાશમાંથી છટકવા ડોલે છે.)

યશ: ગાવ, નહિ—બસ—ગાવ.

કાન્તિ: લે ત્હારે હીંચક હીંચકે.
ત્હારે ક્ય્હાં કશું ય છે અધૂરૂં તે ?

( કાન્તિકુમારીનાં ચરણોમાં પગના પાટલીપલ્લવમાં સન્તાતો એક પડછાયો પડે છે. કાન્તિકુમારી રાસમાં ઘૂમે છે તેમ તેમ એ પડછાયો પણ ઘૂમતો ભાસે છે, )

હિંચકો કોણ દેશે ? રાજ !
મ્હને કો ઝૂલાવશે ? મહારાજ !

લળી લળી આંબલિયાની ડાળ,
કે ત્ય્હાં મુજ ઝૂલો ઝૂલે, સિરતાજ !
હિંચકો કોણ દેશે ? રાજ !
મ્હને કો ઝૂલાવશે ? મહારાજ !

રડે—રડે કોકિલ ઉપર રુદન,
નીચે મંજરી ઢળી, સિરતાજ !
હિંચકો કોણ દેશે ? રાજ !
મ્હને કો ઝૂલાવશે ? મહારાજ !

( પડછાયાને પ્રાણવન્તો માની લેવાને કાન્તિ કુમારી વાંકી વળે છે. પડછાયો જાણી ચતુરા ચોખીલી પડે છે. )

જૂવો—જુવો અલબેલી આ વસન્ત,
હું ય અલબેલડી, સિરતાજ !
હિંચકો કોણ દેશે ? રાજ !
મ્હને કો ઝૂલાવશે ? મહારાજ !

( રાસ પૂરો થયે સ્વગત )

એ પડછાયો હતો કે પુરુષ ?
—એ શેનો પડછાયો ?
મ્હારા પ્રાણનો પડછાયો ?
કે મનના મનોરથનો પડછાયો ?

રાજ: અમીકંઠી દેવકુમારિકાનો એ ટહુકો !

( કાન્તિ કુમારી ભટ્ટરાજની સ્હામું જૂવે છે, એટલે )

પધારો, અતિથિદેવને સત્કારો.
અમૃતપુરે આવ્યા છે જગતના અતિથિ.

( જગતજેતા જયધ્વજ સરિખડી કાન્તિ કુમારી
આવે છે. ઇન્દુકુમારને )

એમની ફૂલપરબનાં પાણી—

કાન્તિ: મ્હારી પરબ શાની એમાં ?
વાડીમાં ઉગી વાડીમાં કરમાય,
સજ્જનને સોંપ્યે તે પ્રેરણા પાય.
જગત્ વાડીનાં ફૂલડાંની એ પરબ.

રાજ: ત્હમારી આત્મનૂવાડીનાં
ફૂલપરિમલની એ પરબ.
ત્હમારી પવિત્રતાના, પુણ્યભાવના,
ત્હમારાં રસપ્રકાશ ને પ્રભુતાના,
સૃજનસોહવતા ત્હમારા સૌન્દર્યના

પરિમલની એ તો પરબ.
ઓ કૌમારકિરીટિની દેવિ !
દેવભૂમિ શા ત્હમારા હૃદ્દુધાનમાંના
બ્રહ્મવર્ચસ્‌ની એ પરબ.
બ્રહ્માંડ શાં ભાગ્ય હશે
એ અતિથિ પીશે એ પરબનાં પાણી.

વસન્તઃ પધારો, ઘડીપળ રહી છે,
મહિનાનાં ઉર ભરી લઇએ.

કાન્તિઃ ત્હમે તો એવા જ છો.
કવિતા આમ ઢોળી નાંખશો તો
યશદેવીને શાથી વધાવશો જી ?

( દેહધનુષ્યને વાળી તીરછાં દૃષ્ટિબાણ ફેંકતી કાન્તિ કુમારી રાસમંડળ ભણી વળે છે. રાસ રચાયો છે, વાર્તાવાદમાં રહેવાથી પોતે સંગાથીવિહોણી એકલી-અટૂલી પડે છે, રાસને આરે ઉભી પળેક મૂંઝાય છે. )

રાજઃ પધારશો ? અતિથિ દેવ !
અમૃતપુરનાં સૌન્દર્યદેવી
વાટ જોતાં ઉભાં છે
રાસના રસઘાટે એકલવાયાં.

( અદૃશ્યનાં આકર્ષણે ડગલું ઉપડે છે, પણ પૃથ્વી જાણે પાયને પકડી રાખે છે. )

ઇન્દુઃ (સ્વગત) જાત ? નહી જ જાઉં.

( સ્હામે ન્હેણે હોડીને દોરથી કો દોરે એમ કો અતીન્દ્રિય દોરદોર્યો ઈન્દુકુમાર રાસમંડળમાં આવે છે, કાન્તિકુમારીને કુસુમાંજલિથી વધાવે છે.

ફૂલસ્પર્શે કાન્તિકુમારી વિચારમૂર્છામાંથી જાગે છે, રાસ જામે છે. રાસદંડની રૂપાઘૂઘરીઓની રમઝટ રણકે છે.)

વસન્તઃ ચન્દ્ર ! જરા જાતાં–જાતાં તો આપુ ! થોભ.

વીર ! ફૂલડે વધાવું,
મ્હારે હઇડે હુલાવું,
જરા જાતાં–જાતાં તો આપુ ! થોભ. ધ્રુવ.

આવ, આંખડીમાં ચન્દ્ર ! મૂકી રાખું;
મ્હારા માથાનો મુગટ કરી ઝાંખું;
મ્હારા મન્દિરના દેવ સ્થાપી પૂજું–પૂજાવું, હો ચન્દ્રજી !

વીર ! ફૂલડે વધાવું,
મ્હારે હઇડે હુલાવું,
જરા જાતાં–જાતાં તો આપુ ! થોભ.

( એક એક રસયુગલો રાસ પૂરો કરી વિરમતાં જાય છે. )

રસરાસ અધૂરા કો રહી જશે;
કંઇકંઇની બેલડીઓ એ તૂટશે;
પ્રાણ વારૂં, પાલવડો પ્રસારૂં, ઉભા રહો, હો ચન્દ્રજી !

વીર ! ફૂલડે વધાવું,
મ્હારે હઇડે હુલાવું,
જરા જાતાં–જાતાં તો આપુ ! થોભઃ
ચન્દ્ર ! જરા સાચું–ખોટું તો આપુ ! થોભઃ
ચન્દ્ર ! જરા—

સખીઓઃ ચન્દ્ર આથમ્યો, અજવાળાં સમેટાયાં.

કાન્તિઃ ચન્દ્ર ઉગ્યો કે આથમ્યો ?
આ રહ્યો,–આ–આ મ્હારો ચન્દ્ર.

( રાસ વિરમે છે, કાન્તિઇન્દુનો રાસ અધૂરો રહે છે. રસતન્દ્રાવન્તી એ બેલડી પરસ્પરનાં લોચનમાં લોચન ઢાળી–સ્વપ્નવશ સમી ક્ષણેક ઉભે છે. પ્રમદા ત્હેમને વિખૂટાં પાડે છે. વનઘટાઓની કુંજગુફાઓમાં ભમતા ભૂત જેવો ઈન્દુકુમાર અદૃશ્ય થાય છે. )

**પાંખડી:** એ જ એ અતિથિદેવ:
કાન્તિ બ્હેન વાટ જોતાં હતાં તે.

**પ્રમદા:** બેશ–બેશ, ચબાવલી !
ન્હાનું મોઢું ને મ્હોટા બોલ.

**કાંચન:** કાન્તિ બ્હેન ! જાગો, જાગો.

**વસન્ત:** રસસમાધિ છે સ્નેહયોગિનીની.

**પ્રમદા:** આજકાલ સમાધિઓ બહુ લાધે છે
સ્નેહનાં સાધુ અને સાધુડીઓને.
અમે તો અથડાતાં ને અથડાઈએ,
જગતને માર્ગે અનુભવ વીણતાં.
પાણી લાવો, પાણી કોઇ.

( ઘવાએલી રણવીરાંગના સમી કાન્તિકુમારીને વસન્ત હૈયાડાળે વિસામો દે છે, પ્રમદા સુન્દરી પાલવપંખે વાયુ ઢોળે છે, જલ આવે જોગણ ઝારી લઈ જલકણ છાંટે છે, પાંખડી ફૂલપ્રોક્ષણ કરે છે, સખીઓ આશ્વાસનગીત ગાય છે. )

**સખીઓ:** ખમ્મા મ્હારી નન્દિની ! રે નન્દિની
કુંળું ત્હારૂં હૈયું સંભાળ એક, નન્દિની !
　ખમ્મા મ્હારી નન્દિની ! રે નન્દિની !
ખેલતાં શું કાંટા વાગ્યા ? બાપુ નન્દિની !
કેવડાને ક્યારે જતી ન, બ્હેન નન્દિની !

મોગરાના મૂકજે કિરીટ શિરે, નન્દિની !
 ખમ્મા મ્હારી નન્દિની ! રે હો નન્દિની !

ઉડતાં કો તેજ શું વાગ્યાં ? બાપુ નન્દિની !
વીજળીને ઝાલવા જતી ન, બ્હેન નન્દિની !
ચન્દ્રિકામાં ઝીલજે ઝીલાય તેમ, નન્દિની !
 ખમ્મા મ્હારી નન્દિની ! રે હો નન્દિની !

કોકિલાની કેલિ વાગી શું ? બાપુ નન્દિની !
પુષ્પના શું વાગ્યા પરાગ ? બ્હેન નન્દિની !
વ્હાલઘેલી વાટમાં વસન્ત વાગી ? નન્દિની !
વેણુ ? કે કો વાગી સુહાગી રાજઆંખડી ?
 ખમ્મા મ્હારી નન્દિની ! રે હો નન્દિની !

**દેવ:** શિક્ષાવચનો વૃથા છે અંહીં,
ને ઉપાલંભે છે અમસ્તા.
પૃથક્કરણથી પર છે એ,
પ્રેમસોહાગિયાંઓની પરમ પ્રેમવાર્તા.

**જોગણ:** कोदात् ? कस्माद्दात् !
स्नेहोदात्, स्नेहायाद्दात् :
स्नेहोदाता, स्नेहप्रतिग्रहिता;
स्नेहैतत्ते.

**રાસમંડળી:** રસેશ્વર ભગવાનનો જય !

(પોયણાંની પાંખડીઓ શી કાન્તિકુમારી લગરીક આંખ ઉઘાડે છે.)

**જોગણ:** रसो वै सः-



એક મ્હોટા મુદ્રણાલયના મુદ્રણાધિપતિ મ્હારે ત્ય્હાં આવ્યા હતા. વાતચીત થતાં ત્હેમણે કહ્યું: કવિ સાહેબ ! આ અંક છપાતાં ત્રણ વર્ષ વીતવા આવ્યાં. ફરમાના કાગળો યે ઝાંખા પડયા.

હસતાં હસતાં મ્હે કહ્યું: ઇન્દુ કુમાર લખાતાં આજ ત્રીસમું વર્ષ પૂરૂં થવા આવ્યું; તો છપાતાં ત્રીજું વર્ષે ન થાય ?

આ ગ્રન્થના કાગળ શાહી છાપ ફરમામાં વિવિધતા જણાય તો પાઠક ! ત્હેનો ખુલાસો ઉપરના વાર્તાલાપમાં જડશે. વસન્ત આવે ને જાય, ફૂલડાં વીણાય ને ગુંથાય, એમ ગૂંથતાં ગૂંથતાં આ ગ્રન્થનું ગૂંથણ ને મુદ્રણ પૂરૂં થાય છે. એટલે કાગળ વિ. ની રંગછાયાઓમાં ભેદ જણાશે. મંહીના કવિતાના પરિમલ ઉરબહલાવતા લાગે તો પાનાંઓની આ ઉપલક્રિયા કરમાશને પાઠક ' ક્ષણિક કાળછાયા ગણજે. પાનાં નથી, અક્ષર અમૃતહૈયાળા હોય.

નવેમ્બર, ૧૯૨૭      ના. દ. કે.

